# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને એ લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી " શ્રી સયાજી બાલજ્ઞાનમાળા " રૂપે બાલોપયોગી પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "અધમોદ્ધારક સહજાનંદજી" નામનું પુસ્તક શ્રી. ચન્દ્રકાન્ત મહેતા, એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૧૮૮ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા.<br>પ્રાચ્ય વિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૯-૧૧-૧૯૪૬ | ચૅા. જ. ત્રિપાઠી<br>ભાષાન્તરમદદનીશ | જ્યો. મા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# પ્રસ્તાવના

ગુજરાતના નીચલા થરના ગણાતા લોકોમાં આજે જે ધાર્મિકતા અને સંસ્કારિતા જણાય છે, હિન્દના અન્યપ્રાંતોની સરખામણીમાં, ગુજરાતમાં આજે જે ઓછામાં ઓછા માંસાહારીઓ છે, તેનો યશ શ્રી. સ્વામી સહજાનંદજીએ કરેલી વર્ષો સુધીની સેવાને જાય છે. ને માત્ર નીચલા થરના લોકોમાં જ શા માટે પણ ઉપલા થરના લોકોમાં પણ સહજાનંદજીની અસર ઓછી નથી. કવિ શ્રી. દલપતરામભાઈ ને નાનાલાલ, તથા શ્રી. કિશોરલાલ મશરૂવાળા એ એમની અસરનાં જીવન્ત દૃષ્ટાન્તો છે.

સહજાનંદજીના જીવનની એક વિશિષ્ટતા એ હતી કે, એમના જીવન જોડે ઝાઝા ચમત્કારો ગૂંથાયા નથી, અને જે કંઇ થોડા થોડા ચમત્કારો છે તે બાદ કરતાં પણ એમના જીવનની મહત્તા તથા એમના કાર્યનું ગૌરવ દર્શાવી શકાય છે. એથી મ્હારું કાર્ય વિશેષ સરળ બન્યું છે.

શ્રી. સહજાનંદ સ્વામીના જીવનનો અભ્યાસ કરવા દેવાની તક આપવા માટે પ્રાચ્યવિદ્યામંદિરનો હું આભારી છું. આ પુસ્તક લખવા માટે મુખ્યતઃ શ્રી. કિશોરલાલભાઈનાં લખાણો, નાનાલાલનાં લખાણો, શિક્ષાપત્રી, વચનામૃતો, નિર્ગુણદાસસ્વામીની વાતો, આદિ સંપ્રદાય તરફથી પ્રગટ થયેલું સાહિત્ય એટલાનો ઉપયોગ કર્યો છે. આ પુસ્તક જેલમાં લખાયું હોવાથી પૂરતાં સાધનસામગ્રીને અભાવે, આમાં ત્રુટીઓ રહી જવા પામી હોય, તે પરિસ્થિતિને ધ્યાનમાં લઈ, વાચકો ક્ષમ્ય ગણશે.

" સ્વામી સહજાનંદ "ના લેખક શ્રી. મણિલાલ લ. ભાલજાએ, મારા પુસ્તક માટે મને સાંપ્રદાયિક માહિતી આપી છે, ને ઉપયોગી સૂચનો કર્યાં છે. ને એમની સહાય્ય વિના આમાં ઘણી ઊણપ આવત. એ સર્વે માટે એમનો અત્યંત આભારી છું.

જેલમાં મને પૂરતાં સાધનસામગ્રી પૂરા પાડવા મારા મિત્ર શ્રી. નટવરલાલ દવેનો આભાર માનવાનો શિષ્ટાચાર નથી કરતો પણ અહિં એમને યાદ ન કરું તો કૃતઘ્ની ગણાઉં, એટલે એમને યાદ કરી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

આ પુસ્તક કિશોરો માટે હોવાથી, ધાર્મિક ચર્ચાનાં ઊંડાણમાં હું ઉતર્યો નથી, છતાં એને શક્ય તેટલું માહિતીપૂર્ણ બનાવ્યું છે.

ચન્દ્રકાન્ત મહેતા

# અનુક્રમ

# આ પુસ્તક લખતાં નીચેના ગ્રન્થોની મદદ લીધી છે


૧ ફોરમ–શારદાપ્રસાદ વર્મા

૨ વચનામૃતો

૩ શિક્ષાપત્રી–સંસ્કૃત

૪ શિક્ષાપત્રી–કવિ ન્હાનાલાલનું ભાષાંતર

૫ વેદાંતરહસ્ય

૬ મધ્યકાળનો સાહિત્યપ્રવાહ ખંડ ૫ સ્વામીનારાયણ સંપ્રદાય અને ગુજરાતી સાહિત્ય

૭ છઠ્ઠી સાહિત્યપરિષદ અહેવાલ તથા નિબંધ સંગ્રહમાં, શ્રી મશરૂવાળાનો લેખ–સ્વામીનારાયણ સંપ્રદાય

૮ સહજાનંદસ્વામી–મશરૂવાળા

૯ સ્ત્રીપુરુષ મર્યાદા–મશરૂવાળા

૧૦ કાવ્યદોહન ભાગ ૧

૧૧ બ્રહ્માનંદ કાવ્ય

૧૨ પ્રેમાનંદ કાવ્યો

૧૩ શ્રીજીની પ્રસાદીના પત્રો

૧૪ ગુજરાતના જ્યોતિર્ધરો–શ્રી. કનૈયાલાલ મુનશી

૧૫ સ્વામી સહજાનંદ–શ્રી મણિપ્રસાદ ભાનજી




# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૬ | કૂડિયાપંથીઓ, | કૂડાપંથીઓ, |
| ૧૯ | ૧૬ | સત્તર | ઓગણીસ |
| ૨૦ | ૮–૯ | સત્તર વર્ષના | ઓગણીસ વર્ષના |
| | | બાળકે | યુવાને |
| ૨૧ | ૫ | સત્તર | વીસ |
| ૨૨ | ૧૪ | દશ | બાર |
| ૨૩ | ૨૧ | સાક્ષાત | સાક્ષાત્ |
| ૩૩ | ૧૭ | એક તા | એકતા |
| ૬૫ | ૭ | આત્માનિષ્ઠા | આત્મનિષ્ઠા |
| ૮૦ | ૧૬ | અગીઆર | અગિયાર |
| ,, | ૨૦ | વનશ્યમ | ઘનશ્યામ |
| ૮૫ | ૨ | હાથી બેસી | હાથીએ બેસી |
| ૯૪ | ૨૧ | પદ્માસન વાળી | સિદ્ધાસન વાળી |
| ,, | ૨૨ | મૂર્તિંસ | મૂર્તિ |
| ૯૫ | ૧૦ | તરફ અને એમને | તરફ એમને |

---

# અધમોદ્ધારક સહજાનંદજી

## પ્રકરણ ૧ લું

### સંવત્ ૧૮૩૭ માં (ઇ. સ. ૧૭૮૧ માં)

શ્રી સહજાનંદ સ્વામીનો જન્મદિન સંવત્ ૧૮૩૭ નો રામનવમીનો પવિત્ર દિવસ હતો. તે સમયે ભારતવર્ષની રાજકીય સ્થિતિ, શ્રી કિશોરલાલ મશરૂવાળાના શબ્દોમાં કહીએ તો નીચે પ્રમાણે હતી.

" અંગ્રેજી સત્તાનો પાયો નંખાઇ ગયો છે; પણ હજુ એ પ્રજાને તીવ્ર રાજ્યાભિલાષા ઉત્પન્ન નથી થઇ, હજુ એમના અમલદારોની રાજ્ય વધારવાની વૃત્તિ ઉપર ઇંગ્લંડથી સખ્ત અંકુશ મૂકાયા જાય છે, એમના રાજ્યનો વિસ્તાર હજુ બંગાળામાં જ થયેલો છે. મદ્રાસ તરફ હજુ મૈસુરનો પરાક્રમી સિપાઇ હૈદર અને તેનો પુત્ર એમને હંફાવી રહ્યા છે. મરાઠી સત્તાનો અસ્ત થવા માંડયો છે પણ હજુ તેનું તેજ અંગ્રેજોને આંજી નાખે એટલું તો છે

પંજાબમાં શીખ સત્તાનો સ્થાપનાર પરાક્રમી રણજીતસિંહ થોડા માસનું બાળક હોઇ પારણુમાં ઝૂલે છે.

ગુજરાતમાં પોપાબાઇનું રાજ્ય ચાલી રહ્યું છે. ગુજ-

રાતનો કોઇ માલિક રહ્યો નથી. પેશ્વા અને ગાયકવાડ વારા ફરતી મરજીમાં આવે તેમ ગુજરાતનું લીલું ધન લૂંટી જાય છે. કોળી, કાઠી અને ગરાસીયા દેશવાસીઓ પર જ ધાડ પાડી લૂંટફાટ કરી રહ્યા છે."

સહજાનંદજીના જન્મ સમયની ગુજરાતની સ્થિતિ જેવી ઉપર વર્ણવી તેવી જ કાઠિયાવાડ'ને કચ્છમાં પ્રવર્તતી હોવાથી ત્યાં પણ ચોમેર અંધાધૂંધી ફેલાયેલી જોવામાં આવતી. આવી પરિસ્થિતિનો ચોરો અને લૂંટારૂઓ બરાબર લાભ ઉઠાવતા. રાજસત્તાનો દોર નરમ હોવાને લીધે લોકોને સજાની બીક ઓછી થઇ ગઇ હતી. જાણે બધાને ફાવે એ રીતે વર્તવાનો પરવાનો મળ્યો હતો. એટલે લોકો પોતાનું ધન, જમીન ને સ્ત્રીના રક્ષણમાં રોકાએલા રહેતા. કોઇની કશી ય દાદ ફરિયાદ કોઇ સાંભળતું નહિ. આમ હોવાથી ચોર અને લૂંટારૂઓનો ધંધો સારો ચાલતો. લોકો ત્રાહ ત્રાહ પોકારી રહ્યા હતા. ખરી રીતે જોતાં લોકોના જાણે બે વર્ગ જ પડી ગયા હતા. જરા હિંમતવાળા અને જોરવાળા લોકો ચોરી લૂંટફાટ કરતા અને બીજા રાંક બનીને જે આવી પડે તે સહન કરતા. એથી 'મારે તેની તલવાર' 'જીતે તેનો દેશ' ને 'પરણે તેની નહિ પણ ઉપાડી જાય તેની સ્ત્રી' એ સ્થિતિ બધે જ હતી.

રાજકીય સ્થિતિ તો આવી અંધાધૂંધીવાળી હતી જ પણ સામાજિક સ્થિતિ પણ એવી જ ખરાબ હતી. એક બાજુ

ચોરાળા, કોળી, ભીલ વગેરે કોમો ધાડ ને લૂંટમાં મશગૂલ રહેતી, તો બીજી બાજુ એથી જરા ઊંચો કારીગર વર્ગ જેવો કે દરજી, સુથાર, લુહાર, સોની વગેરે, દારૂ, ભાંગ, તમાકુ, ગાંજો, અફીણ એ સઘળાં વ્યસનોમાં મસ્ત હતો. એ લોકો પૈસા હોય ત્યાં સુધી દારૂ પીતા, ને દારૂ પી ઘેર આવીને બૈરીને મારપીટ કરતા, ને પૈસા ખૂટે ત્યારે ચોરી કરતા. આવું એમનું કુટુંબ જીવન હતું. લગ્ન જેવા પ્રસંગે, કસુંબા થતા, દારૂ, અફીણ, ગાંજો વગેરે છૂટથી વપરાતાં. આમ સમાજમાં વ્યસનો તો હતાં જ પણ એટલું જાણે પૂરતું ન હોય તેમ વ્યભિચાર પણ, એટલો જ પ્રવર્તતો. બ્રાહ્મણ, વાણીયા, વગેરે જે ઊંચી કોમો ગણાતી તેઓની સ્થિતિ પણ કંઇ સારી ન્હોતી. બ્રાહ્મણની સ્થિતિ વર્ણવતાં કૃષ્ણરામ નામનો તે સમયનો કવિ એના કલિકાળના ગરબામાં કહે છે કેઃ—

કરે મદિરાપાન મોટાપાને મહાલે
પલાંડુ લસણ, કલીંગ, મધુપુષ્પ ને ગાજર
અફીણ તમાકુ ભાંગ, વ્યસન કયોમાં હાજર

તે જ સમયનો ગોવિન્દરામ નામનો લેખક પણ એની 'કલિયુગનો ધર્મ' નામની કવિતામાં કહે છે કે બ્રાહ્મણો દારૂ પીએ છે, વ્યસની છે વગેરે. સહજાનંદસ્વામીએ જ એમના એક ઉપદેશમાં, પોતાના સમયનું દૃષ્ટાન્ત આપ્યું છે તે, તે સમયનો સમાજ કેવો હતો તે દર્શાવે છે. એઓ કહે છે

"જેમ કોઇ શૂરવીર ને આંકરો માણસ હોય અને તેનો કોઈક પ્રતિપક્ષી હોય, તેણે તેનો બાપ મારી નાખ્યો હોય, તો તેની તેને બહુ દાઝ થાય. અને તે દાઝ થતી હોય ને વળી તેનો દીકરો મારી નાખે ને વળી ભાઇને મારી નાખે ને વળી બાઇડીને લઇ જાય, ને વળી માને લઇને મુસલમાનને આંપે ને વળી ગામગરાસ લૂંટી લે...." આ દૃષ્ટાન્ત તે વખતનો સમાજ કેવો અધમ હતો તેની સાબિતી આપે છે.

તે કાળના રિવાજો પણ ખૂબ ઘાતકી હતા. સ્ત્રીઓની સ્થિતિ ખૂબ કફોડી હતી. સ્ત્રીને માટે સમાજમાં જરાયે માન નહોતું. પોતાને ત્યાં છોકરી જન્મે કે એના બાપને એટલી નામોશી લાગતી કે એને જન્મતાં વેંત જ ગળે ટૂંપો દઇને મારી નાખવામાં આવતી. એ રિવાજ ઘેર ઘેર હતો. આનું એક કારણ એ પણ હતું કે, છોકરીઓને પરણાવવાનો ઘણો ખર્ચ થતો. વરના બાપને ખૂબ પૈસા તો આપવા પડતા જ પણ તે ઉપરાંત વરપક્ષના એટલા દબેલા રહેવું પડતું, કે જરા પણ સ્વમાનવાળા માણસને છોકરીના બાપ થવાનું ન ગમે. આમ એક બાજુ કન્યાને મારી નાખવાનો રિવાજ હતો તો બીજી બાજુ છોકરીઓને વેચવાનો રિવાજ પણ એટલો જ પ્રચારમાં હતો. કૃષ્ણરામ નામનો કવિ એના કળિકાળના ગરબામાં " દીકરીઓના દામ જેના હૃદયે રસીયા લાગે છે " તેવા બ્રાહ્મણોની વાત કરે છે વૃદ્ધ લગ્નો પણ તે સમયે સારી પેઠે થતા હતાં. વલ્લભ ભટ્ટે એના કજોડાના ગરબામાં સાઠ વર્ષના બુઢ્ઢા જોડે પરણવાથી થયેલી સોળ વર્ષની જુવાન સ્ત્રીની દયા-

મણી દશા વર્ણવી છે. કૃષ્ણરામ પણ એના કળિકાળના ગરબામાં આ સ્થિતિ વિષે કહે છે કે:—

સાઠ વર્ષે સાન કંઈક મૂકી ધરેણે
વાડવ થઇ વિદ્વાન ફરી ફરીને પરણે.

આ ઉપરાંત લોકોના આનંદો કેવા હલકા હતા તે એ જ દાખલાથી સમજાશે. લગ્ન જેવા પ્રસંગે તથા હોળી જેવા ઉત્સવોમાં ફટાણાં ગવાતાં, ગંદાં ગીતો ગવાતાં. લગ્નપ્રસંગે બહુ વિનયી, વિવેકી, બાલિકાઓ અને આમ શરમાળ ગણાતી વહુઓ પણ બધી શરમને, તથા બધા વિવેકને છોડીને ગમે તેવાં અસભ્ય ગીતો છડેચોક ગાતી, અને હોંશથી અપશબ્દો બોલતી. આ રિવાજ નીચી ગણાતી કોમોની સ્ત્રીઓમા હતો એમ નહોતું, પણ ઊંચામાં ઊંચી ગણાતી સંસ્કારી જ્ઞાતિઓમાં પણ એ જ સ્થિતિ હતી. તે જ પ્રમાણે હોળીમાં પણ સ્ત્રીઓ અને પુરૂષો ગમે એવો વિવેક અને મર્યાદા છોડીને બેશરમ ગીતો ગાતાં, ગમે એવા ચાળા કરતાં. કૃષ્ણરામ નામનો તે કાળનો લેખક આ સ્થિતિનું વર્ણન કરતાં કહે છે. ...

વિવાહ મંગળદિન ભૂંડું ગાતી ભામા
જાતજાતના જન સાંભળવા રહે સામા,
હોળીની પણ ઘેર હઠી ખસે જેમ હારી
ગાયે તેમ પૂરણ પેર, નરને સુણતાં નારી.

આ ઉપરાંત ભૂતપ્રેતનો વ્હેમ પણ લોકોમાં એટલો

જળતો હતો કે, રાતના બ્હાર જતાં લોકો બ્હીતા. દરેક-મહોલ્લામાં એકાદ ઘર તો ભૂતવાળું મનાતું જ. ગમે એવો બહાદુર માણસ પણ ભૂતપ્રેતનું નામ સાંભળીને થથરી જતો,- એનાં ગાત્રો ઢીલાં થઇ જતાં. લોકો ભગવાનને બદલે, ભૂતના ભયમાંથી બચવા ભૂત ઉતારનાર ભુવાને ઘેર બોલાવી, એની-ખુશામત કરતા, અને એને ખૂબ પૈસા આપતા. ભૂતપ્રેતને રીઝવવાને અનેક બાધા ને માનતા રખાતી, દોરા ધાગા થતા, મંત્રતંત્ર ભણાવાતા. અનીતિ તો એટલી બધી હતી કે લોકો જરા જરામાં જૂઠા સમ ખાતા, એક દમડી માટે માને ગાળ દેતા, કે મારતા. ને પ્રામાણિક માણસ તો શોધ્યો જડે એમ નહોતું.

ધર્મની બાબતમાં પણ સમાજની સ્થિતિ એવી જ દુઃખ ઉપજાવનારી હતી. મંદિરોમાં ભગવાનને નામે મહારાજ, પૂજારી, ને ભક્તો લ્હેર કરતા, ને ફાવે તેમ ભગવાનને અર્પણ થયેલા પૈસાનો ધૂમાડો કરતા. મંદિરો પ્રભુનું ધામ મટી અનાચારનો અખાડો બની ગયાં હતાં. ત્યાં અનેક પાપો થતાં. મંદિરોના મહારાજો ભગવાનનું નહિ પણ સ્ત્રી અને પૈસો એ બે ચીજનું ધ્યાન ધરતા અને એ એમાં જ હરહમેશ મશગૂલ રહેતા. કૃષ્ણને નામે મહારાજો કૃષ્ણ બનીને સ્ત્રીઓની સાથે રાસક્રીડા રમતા, હોળી ખેલતા, ને ભગવાનને ધરાવવાને બહાને રોજ જાત જાતનાં મિષ્ટાન્નો બનાવતા અને તે મહારાજ, ભક્તો, તથા ભક્તાણીઓ આરોગતાં ને એ રીતે મંદિરોમાં સુખચેન ભોગવતાં. આમ મંદિરોનું આખું વાતા-

વરણુ કોઈને ય તિરસ્કાર ઉપજે એવું હતું. સ્વામી સહજાનંદ આ જાતની દેવની પૂજાને રસિક પૂજા કહે છે, અને એ જાતની પૂજાની સ્હામે એમણે પોતાના ઉપદેશમાં વારંવાર ચેતવણી આપી છે. પણ ધાર્મિક અવ્યવસ્થા આટલેથી જ અટકતી નથી. તે વખતે ગુજરાતમાં અનેક સંપ્રદાયો અને ધર્મો ફાટી નીકળ્યા હતા. વામમાર્ગીઓ, શાક્તો, કુંડિયાપંથીઓ, કબીરપંથીઓ, દેવી ભક્તો, એમ જાતજાતના પંથોના અનુયાયીઓ ઠેરઠેર હતા. જ્યાં જુઓ ત્યાં નિરનિરાળા પંથના સાધુઓ જણાતા. એમાંના મોટાભાગના સાધુઓ તો લેભાગુઓ જ હતા. એવા ઢોંગી અને ધુતારા સાધુઓ માટે જ ભોજાભક્તે લખ્યું છે કેઃ—

ભરમાવી દુનિયા ભોળી રે
બાવો ચાલ્યો ભભૂતિ ચોળી
દોરા ધાગા ને વળી ચિઠ્ઠી કરીને,
આપે ગણકારૂ ગોળી
જીવને હણતાં દયા ન આણે,
જેમ ભીલ કાફર કોળી રે.
× × ×
સઘળા શિષ્યને ભેગા કરી ખાય,
ખીર ખાંડ ને પોળી
ભોજો ભગત કહે ભવસાગરમાં,
બાવે માર્યાં બોળી રે.

આ બધા પંથોમાં દેવદેવીને રીઝાવવા યજ્ઞો થતા. હોમ થતા, ને એમાં પાડા હોમાતા, બકરા હોમાતા, દેવી સમક્ષ એરધીનો વધ થતો ને એ હોમાયલા પશુનું માંસ ભક્તો દેવદેવીનો પ્રસાદ સમજીને ખાતા. શ્રી. સહજાનંદસ્વામી એમનાં ઉપદેશમાં એ પંથીઓને કુસંગી કહે છે, ને પોતાના શિષ્યોને એ પંથ વિષે ચેતવણી આપે છે કે "જો શક્તિ-પંથીનો સંગ થાય તો એ દારૂ માંસ ખવડાવીને સ્વધર્મ થકી ભ્રષ્ટ કરે" જૈનધર્મનું બળ અને એનો પ્રભાવ ઓછો થઇ ગયો હતો, તેથી હિંસાપ્રધાન ધર્મો અને સંપ્રદાયોનું ચઢી વાગ્યું હતું, લોકોની એ બધા સંપ્રદાયોમાં શ્રદ્ધા વધી હતી. તેમાં વળી એવા સંપ્રદાયોને રાજ્ય તરફથી પણ ઠીક ઠીક મદદ મળતી. આવા હિંસાવાળા હોમની સામે જે પોકાર કરે તે પેશ્વાઇ સરકારની આંખમાં ખૂંચતો. પશુવધને લીધે માંસનો પ્રચાર વધ્યો હતો, અને સાથે સાથે દારૂ પણ ખૂબ પીવાતો.

આરોગ્યની દૃષ્ટિએ જોતાં પણ જનતાની સ્થિતિ સારી ન્હોતી. લોકો એટલા ગંદવાડમાં રહેતા કે શરીર નિરોગી રહીજ ન શકે. વળી, જળાશયનાં ગમે એવાં ગંદાં પાણી પીએ, રોગ ઉત્પન્ન કરે એવા પાણીમાં ન્હાયધુએ, ઉકરડા જેવી જગ્યાએ પણ ન્યાત જમવા બેસે; પછી, લોકોનાં શરીર બગડે, ને રોગચાળો ફેલાય એમાં શી નવાઇ? રોગચાળો તે સમયે જોતજોતામાં ને ઉપરાઉપરી ફાટી નીકળતો, ને અધુરામાં પૂરૂં અનાવૃષ્ટિ અને દુકાળ પણ એ કરૂણ કહાણીમાં પોતાનો ભાગ ભજવતો.

જ્યાં કન્યાઓ વેચાતી હોય, અથવા એ જન્મતાં જ એને ગળે ટૂંપો દેવાતો હોય ત્યાં સ્ત્રીશિક્ષણનું તો નામ પણ શાનું લેવાનું હોય ? તે સમયમા સ્ત્રીઓ લગભગ બધી જ અભણ હતી. લોકોને કોઈને શાસ્ત્રનું જ્ઞાન નહિં એટલે પુરાણીઓ કહે તે બધા માને કારણ કે શાસ્ત્રો બધાં સંસ્કૃતમાં ને સંસ્કૃત કોણ સમજે ? એટલે લોકો અભણ જ હતા એમ કહીએ તો ચાલે.

આમ સહજાનંદસ્વામીના જન્મ સમયે ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છની સ્થિતિ આવી દયામણી હતી. સમાજ નિર્બળતા તથા અવ્યવસ્થામાં સડતો હતો. ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છ એને કોઇ ઉગારે, એનો કોઇ ઉદ્ધાર કરે તેની રાહ જોઇ રહ્યુ હતુ. જનતાનો રોગ મટાડવા કોઇ મહાપુરુષને એ મૂક નિમંત્રણ આપી રહ્યુ હતું.

## પ્રકરણ ૨ જું

## સંવત્ ૧૮૮૫માં ( ઇ. સ. ૧૮૨૯માં )

ગયા પ્રકરણમાં ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છનું દુઃખદ ચિત્ર જોયું. તે સમય પછી પચાશ વર્ષનો ગાળો જવ દઇને, સંવત્ ૧૮૮૫ માં આપણે નજર નાંખીને જોઇએ કે એ સ્થિતિમાં કશો ફેરફાર થયો છે કે નહિ ? અધમ દશામાંથી સમાજ જરાય ઊંચો આવ્યો છે ખરો ? સંવત્ ૧૮૮૫ ના ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમાં પ્રવેશતાં પ્રથમ દૃષ્ટિએ જ એનો રંગ પલટાયલો લાગે છે. જાણે જૂદાજ દેશમાં હોઇએ એવું લાગે છે. પેશ્વાઇને અંગ્રેજો હરાવતા જાય છે, ને પોતાનું રાજ્ય વ્યવસ્થિત રીતે જમાવતા જાય છે. રાજ્યની સ્થિરતાની વાત જવા દઇએ તો પણ એક બીજા કારણે, ગરાસીયા, વાઘેર, કોળી, ધારાળા, ભીલ, એ લોકોએ ચોરી લૂંટફાટ કરવાં છોડી દીધાં છે, રાજ્ય તરફથી શિક્ષા થશે એ બ્હીકથી નહિ, કારણ રાજ્યનો ભય તો એમને હતો જ નહિ, પણ એમની ધર્મ-ભાવના જાગ્રત કરનારો કોઇક એમને મળ્યો છે તેથી, એમના હૃદયમાં રહેલા દેવને કોઇકે જગાડયો છે તેથી. ચોરી લૂંટફાટ વગેરે ઓછાં થવાથી જનતામાં એક જાતની સ્વસ્થતા તથા શાંતિ આવ્યાં છે. ચેતન અને ઉત્સાહ આવ્યાં છે. કવિ દલપત-રામના શબ્દોમાં કહીએ તો, " ઝેર વેર અને કાળા કેર કરનાર

ગયા છે.” બીજી રીતે જોઇએ તો કાળાં કેર કરનાર છે તો ખરા, પણ તેમને કાળા કેર કરવા નથી કારણ કે એ લોકોએ પોતાની જ ઇચ્છાથી, પોતાનો ધર્મ તથા ફરજ સમજીને ગુજરાત કાઠીઆવાડમાં નવા આવેલા સ્વામિનારાયણ સંપ્રદાયની કંઠી બાંધી છે, ને કંઠી બાંધતી વખતે ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. પણ એણે કંઇ માત્ર ચોરી ન કરવી એવી એકજ પ્રતિજ્ઞા લીધી છે એવું નથી, એણે તો સાથે સાથે દારૂ ન પીવાની, ભાંગ, ગાંજો, અફીણ વગેરે સર્વે કેફી પદાર્થો છોડી દેવાની પ્રતિજ્ઞા લીધી છે અને એનું દૃઢતાથી પાલન કરે છે. આ નવી અસરથી માણસમાં કેવું પરિવર્તન થતું હતું તેનો એકજ દાખલો લઇએ. વેરાભાઇ કરીને એક નામીચો ધાડપાડુ હતો. માણસનું ખૂન કરવું એ તો એને મન રમત વાત હતી. એનું નામ સાંભળીને લોકો થથરી જતા. પણ સ્વામિનારાયણનો ઉપદેશ સાંભળી એને કોણ જાણે શું થયું કે એણે સંપ્રદાયની કંઠી બાંધી, ને સંપ્રદાયના નિયમ પ્રમાણે પ્રતિજ્ઞા લીધી કે જેના પર કોઇની માલિકી હોય એવી કોઇ પણ ચીજ માલિકની રજા વિના ન લેવી. ત્યાર પછી એક દિવસ સ્હવારે એ જતો હતો. જતાં જતાં રસ્તામાં એક ખેતરમાંથી એણે દાતણ કાપ્યું. દાતણ કાપ્યા પછી એને વિચાર આવ્યો કે “ આ તો ધણીયાતું ખેતર છે, એટલે એના માલિકના પૂછયા વિના મેં દાતણ લીધું એ તો ચોરી કરી કહેવાય.” તુરત એ ગામમાં ગયો ને ખેતરના માલિકને શોધી કાઢી તેને નીચા નમીને પ્રણામ કરી, દાતણની ચોરી કરવા બદલ તેની માફી માગી.

ખેતરનો માલિક તો, પોતે જે જોયું તે દૃશ્ય માની જ ન શકયો. વેરાભાઇ જેવો નામીચો ધાડપાડુ, દાતણ કાપવા માટે માફી માગે, એ એને શકય જ ન લાગ્યુ. આવા ચમત્કારો તો અનેકના જીવનમાં બન્યા હતા. આવા અનેક બદમાશો પોતાની બદમાશી છોડી સાધુ બન્યા હતા, અને તેથી જ સંવત્ ૧૮૩૭ ના ને સંવત્ ૧૮૮૫ ના ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમા આસમાન જમીનનો ફરક હતો એમ કહી શકાય. સમાજની સ્થિતિ સુધરી છે, ચોરી લૂંટાફાટ ઓછાં થયાં છે. લોકોના મોટા ભાગે નશો કરવો મૂકી દીધો છે, ઘણા લોકોએ જુગાર આદિ ખરાબ વ્યસનો છોડવાની પ્રતિજ્ઞા લીધી છે. પૈસે ટકે અને કુટુંબ સુખે પણ પહેલાં કરતાં લોકો ઘણે અંશે સુખી છે. નવા સંપ્રદાયે બધા અનુયાયીઓને આવક પ્રમાણે જ ખર્ચો કરવાનું ફરમાન કર્યું છે, ને એનું પાલન કરવાથી લોકો ઓછા દેવાદાર છે. બીજું લોકો હવે એટલા સંસ્કારી બન્યા છે કે અશ્લીલ ભાષા કે શબ્દો બોલતાં એમને શરમ આવે છે, એટલું જ નહિ પણ કોઇ અપશબ્દો બોલે, કે ગાળ દે તો એની તરફ બધા તિરસ્કારની નજરે જુએ છે. હોળી વગેરે ઉત્સવોમા જે ફટાણાં ને નિર્લજ્જ ગીતો ગવાતાં હતા તે લગભગ બંધ થઇ ગયા છે. હોળીના ઉત્સવો તો થાય છે, પણ એ ઉત્સવોમાં નિર્દોષ આનંદ જ દૃષ્ટિએ પડે છે. લગ્ન જેવા ટાણે પણ વિનયહીન નફ્ફટ ગીતોને બદલે સ્વામિનારાયણી સાધુઓ પ્રેમાનંદે અને મુક્તાનંદે રચેલા રાધાવિવાહ, રૂક્મિણી વિવાહ, તુલશીવિવાહનાં ધોળ તથા મંગળગીતો ગવાય છે.

આથી એ પ્રસંગની શિષ્ટતા જળવાઈ રહે છે. નવા સંપ્રદાયે જનતાને પરસ્ત્રીને મા બ્હેન ગણતાં અને એ રીતે એમની પ્રત્યે વર્તતાં શીખવ્યું છે. ફટાણાં બંધ પડવાથી, હોળી જેવા પ્રસંગે ગવાતાં નફ્ફટ ગીતો ને ચાળાઓ બંધ થવાથી સ્ત્રી પ્રત્યે માન ને આદર વધ્યાં છે ને લોકોમાં સભ્યતા આવી છે. નવા સંપ્રદાયે સ્ત્રીઓને પણ પુરૂષના જેટલો જ અધિકાર ને સ્થાન આપ્યાં છે. એને પુરૂષની સમોવડી બનાવી છે. પુરૂષોની જેમ સ્ત્રીઓ પણ સન્યાસિની બની સાધુજીવન ગુજારે છે. એટલું જ નહિ પણ પુરૂષોની જેમ સ્ત્રીઓને પણ ગામોગામ ધર્મપ્રચારને માટે મોકલવામાં આવે છે. હવે છોકરીઓ જન્મતાં જ એને મારી નાંખવાની હિંમત બહુ જુજ લોકો કરે છે, કારણ કે બધું વાતાવરણ જીવહત્યાં ને હિંસાનું વિરોધી બન્યું છે. ને જો કોઇ ભૂલે ચૂકે છોકરીઓને મારી નાંખે તો બધા એને ધુતકારે છે. મંદિરમાં જે અત્યાચાર ચાલતો હતો તેનો પણ ઉપાય થયો છે. એ મંદિરોને સુધારાય એમ હતું નહિ એટલે એ જૂના મંદિરોને સ્થાને, અમદાવાદ, વડતાલ અને ગઢડામાં અને બીજે અનેક સ્થળે, નરનારાયણનાં, લક્ષ્મીનારાયણનાં, ગોપીનાથનાં વાસુદેવનાં નવાં મંદિરો થયાં છે. એટલે જે લોકોને દેવને નામે લીલાલ્હેર કરવી નથી, જેમને સાચી ભક્તિ જ કરવી છે એવા ભક્તો નવા મંદિરોમાં જાય છે. એ મંદિરોમાં સ્ત્રીઓ અને પુરૂષો માટે દર્શનની અલગ અલગ વ્યવસ્થા છે. ત્યાં હરિકીર્તન તથા કથાવાંચન પણ સ્ત્રીઓ અને પુરૂષો માટે જૂદાં જૂદાં થાય છે. એટલે મંદિરમાં સ્ત્રીઓ અને પુરૂષો મળીને

જે અનાચાર કરતાં હતાં તેને અવકાશ કે સગવડ હવે રહ્યાં નથી. વળી મંદિરોના મૂર્તિના પૂજારીઓ પણ ગૃહસ્થી નથી પણ ત્યાગાશ્રમી નૈષ્ઠિક બ્રહ્મચારી છે, એટલું જ નહિ પણ એને બહુ સખ્ત નિયમો પાળવા પડે છે. સ્ત્રીઓનું દર્શન કરવાની એને મનાઇ છે, તે એટલે સુધી કે ચિત્રમાં પણ એ સ્ત્રીને જોઇ શકતો નથી. સ્ત્રીઓનું દેવકાર્ય, પૂજા વગેરે મહારાજો દ્વારા નહિ પણ સાધ્વીઓ દ્વારા થાય છે. આમ સમાજ ચારિત્ર્યવાન બન્યો છે, મંદિરો પાપના અખાડા મટી પુણ્યનાં ધામ બન્યાં છે. મંદિરમાં પાપ અને અનાચાર જોઇને ત્રાસીને ન્હાસી છૂટેલા પ્રભુ પુણ્યવાન વાતાવરણ જોઇને ફરી પાછા મંદિરમાં આવ્યા હોય એમ લાગે છે. મંદિરોમાં અન્નકૂટ તો થાય છે. જાતજાતની વાનીઓ પણ દેવને ધરાવાય છે પણ દેવને નામે પૂજારી એ આરોગી શકતો નથી, કારણ એને તો બધી વાનીઓ ભેગી કરી અંદર પાણી નાખીને ખાવું પડે છે. વળી ક્યારેક તો રાંધેલું અન્ન પણ ન ખાવાનો એને હુકમ થાય છે. જે અન્ન અન્નકૂટ માટે રંધાય છે તે ગરીબોને વ્હેંચી દેવામાં આવે છે. આમ ભગવાન્ પાસે આવેલો કોઇ ભૂખ્યો પાછો જતો નથી. ઇશ્વર સાચે જ ગરીબોના બેલી બન્યા છે.

જીવ હિંસા તો ક્યાંય દૃષ્ટિએ પડતી નથી. માંસાહાર કરનાર હવે બહુ થોડા લોકો છે. કારણ કે નવા સંપ્રદાયે દેવના પ્રસાદ તરીકે પણ માંસ ખાવાની સખ્ત મનાઇ કરી છે. અને આ નવો સંપ્રદાય—કે જેના આ સમયે ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમા બે લાખ જેટલા અનુયાયીઓ થયા હતા તેણે

બધી જ જાતની હિંસા પર પ્રતિબંધ મૂકયો છે. આ પ્રતિબંધ એવો સખ્ત છે કે માંસાહારની વાત તો દૂર રહી પણ માંકડ અને જૂને મારવાની પણ મના કરવામાં આવી છે. તીર્થક્ષેત્રમાં પણ આપઘાત કરવો એ મોટું પાપ મનાય છે. યજ્ઞો તો પહેલાંની જેમ થાય છે પણ એમાં પશુઓ હોમાતાં નથી. શ્રી. સહજાનંદ સ્વામીના શબ્દોમાં કહીએ તો સાત્ત્વિક યજ્ઞો થાય છે, પણ જેમાં પશુ મરાતાં હોય એવા રાજસી કે તામસી યજ્ઞો થતા નથી. વળી હિંસાવિરોધી વાતાવરણને લીધે ખૂનો પણ પહેલાનાં કરતાં ઘણાં ઘટી ગયાં છે, જે લોકો માણસોને જરા જરામાં ચીભડાંની માફક વાઢી નાખતા, તે હવે સ્વામિનારાયણની કંઠી બાંધીને ફરે છે. ને સાધુના જેવું આચરણ કરે છે.

ને લોકોની શારીરિક સુખાકારી કેવીક છે? એનો ઉત્તર બેધડક આપી શકાય કે ઘણી જ સારી. લોકો શીખ્યા છે કે ગાળ્યા વિનાનું દૂધ કે પાણી ન પીવાય ને જંતુવાળાં ગંદા પાણીમાં ન ન્હવાય. તદ્દન સ્વચ્છ પાણીમાં નાઇએ તો જ ન્હાવાનું પૂણ્ય મળે છે તેનું લોકોને ભાન નવા સંપ્રદાયે કરાવ્યું છે. આરોગ્યના અન્ય નિયમો પણ સમાજમાં સારી રીતે પળાય છે. ચાલવાના માર્ગ, વાવેતું ખેતર, ફૂલવાડી, બગીચા, નદી તળાવ, જળાશય, વગેરે સ્થળોને મળમૂત્રથી ગંદા ન કરવાં જોઇએ એ લોકોએ જાણ્યું છે. એથી તો પહેલાનાં કરતાં રોગચાળો ઓછો થયો છે. આ નિયમો કંઇ રાજ્યના આરોગ્યખાતા તરફથી કે સુધરાઇ (મ્યુનિસીપાલિટી) તરફથી ઘડાયા ન્હોતા, કે જનતાએ પોતે જ નિરોગી અને સ્વચ્છ

રહેવાની ઇચ્છાથી પ્રેરાઇને એનું પાલન કરવા માંડયું ન્હોતું, પણ સહજાનંદ સ્વામીએ એ નિયમો ધર્મના નિયમો છે, ને સ્વામિનારાયણ સંપ્રદાયની કંઠી બાંધનાર દરેકે એ નિયમ પાળવા જોઇએ એમ, એમની શિક્ષાપત્રીદ્વારા કહ્યુ હતું. એ "શિક્ષાપત્રી"નો રોજ બધા અનુયાયીઓ પાઠ કરતા હોવાથી, એ નિયમો એમના જીવનમાં વણાઇ ગયેલા. એથી જ, એ નિયમોનું જનતાએ ચીવટથી પાલન કરવા માંડયું છે ને તેથી જ ગંદવાડ દૂર થયેલો દૃષ્ટિએ પડે છે.

ભૂતપ્રેત, મંત્રતંત્ર, દોરા ધાગા, એ બધામાંથી પણ લોકોની શ્રદ્ધા ઉઠી ગઇ છે. ભુવાનો ધંધો લગભગ ભાંગી પડયો છે લોકોમાંથી વહેમ એટલો બધો દૂર થયો છે કે "પોતાના એકના એક પુત્રના અવસાન સમયે પણ જો કોઇ કહે કે અમુક દેવ કે દેવીની માનતા કે બાધા રાખો તો એ બચી શકે તો પણ તેમ કરવા કોક જ તૈયાર થાય." વળી સાધુ બાવાની જમાત જે અહીંત્યહીં અથડાતી હતી તેમની સંખ્યા પણ ખૂબ ઘટી ગઇ છે. કારણ કે નિરનિરાળા માર્ગના સાધુઓમાંથી જે સમજદાર અને ધર્મિષ્ઠ સાધુ હતા તેમણે તો સ્વામિનારાયણ પંથનો સ્વીકાર કર્યો છે. સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓની નિઃસ્વાર્થવૃત્તિ, નિસ્પૃહિત્વ, ત્યાગ-ભાવના, સેવાવૃત્તિ વગેરે જોયા પછી વ્યસની, સ્વાર્થી અને ઢોંગી બાવાઓનું માન ઘટે એમાં શી નવાઇ ? પોતાનું માન ઘટયુ એટલે એ ધૂતારાઓએ સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓને મારપીટ કરવા માંડી, અનેક રીતે એમની

કનડગત કરવા માંડી, પણ એથી તો ઊલટી સ્વામિનારાયણી સાધુઓની મહત્તા તથા લોકપ્રિયતા વધી; કારણકે, એ લોકો તો બધો જુલ્મ અને ત્રાસ મૂંગે મોઢે જરા પણ દ્વેષભાવ રાખ્યા વિના સહન કરતા. આ સિવાય પહેલાં જે એક સંપ્રદાય અને બીજા સંપ્રદાય વચ્ચે વેર હતું, તે પણ ઓછું થયું છે. સ્વામિનારાયણ સંપ્રદાયે એ વેર અને વિખવાદને શમાવ્યાં છે. એ સંપ્રદાયનો ઇરાદો જ એવો હતો કે લોકો સહન કરતાં શીખે, બધા તરફ પ્રેમ રાખતાં શીખે ને વેરભાવ તો રાખે જ નહિ. એણે લોકોની સાંકડી ધર્મવૃત્તિને વિશાળ બનાવી છે. એણે બધાયને માટે માર્ગ મોકળો રાખ્યો છે. વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી અને સૂર્ય એ પાંચ દેવોની પૂજા એ સંપ્રદાયે માન્ય રાખી છે એટલું જ નહિ પણ, એ સંપ્રદાય વૈષ્ણવ હોવા છતાં એમાં જન્માષ્ટમીની જોડે શિવરાત્રીએ પણ ઉપવાસ કરવાનું કહ્યું છે. વળી એમના મંદિરોમાં શંકરપાર્વતીની મૂર્તિઓ પણ છે. આમ દેવીભક્તો, શંકરભક્તો, વૈષ્ણવો, બધાયને આ નવા સંપ્રદાયે અપનાવ્યા છે. પોતાના ઇષ્ટદેવ સિવાય બીજા દેવોને પણ લોકો માન આપતા થયા છે. આમ સહિષ્ણુતા કેળવાઇ છે. સહજાનંદ સ્વામી તો એટલી ઉદાર દૃષ્ટિવાળા છે કે, એ જાહેર સભામાં કહે છે કે "ઋષભદેવજી અમને બહુ ગમે છે" વળી, અત્યારસુધી સામાન્યજનને શાસ્ત્રમાં શું કહ્યું છે તેની ખબર ન્હોતી. એટલે શાસ્ત્રમાં શું કહ્યું છે તે જાણવા એમને વારંવાર પુરાણીઓ પાસે દોડવું પડતું. જ્યારે નવા સંપ્રદાયે તો બધાં

શાસ્ત્રોનો સાર સ્વામિનારાયણનાં 'વચનામૃતો' અને 'શિક્ષાપત્રી' નામના બે ગ્રન્થોમાં આપી દીધો છે, અને તે પણ એટલી સરળ ભાષામાં કે બધા ય સમજી શકે. આ સિવાય કોઈને શાસ્ત્ર વિષે કે બીજી કંઈ શંકા હોય તો રોજ સાંજે સહજાનંદસ્વામી સભા ભરતા, ત્યાં જઈને બધા એમને પૂછીને પોતાના મનનું સમાધાન કરી શકતા.

આ પ્રમાણે સંવત્ ૧૮૩૭ માં જે જડતા હતી, ભારોભાર નિરાશા હતી, સમાજની જે અધમતા હતી તે દૂર થઈને સંવત્ ૧૮૮૫ માં તો સમાજ બધી દિશામાં પ્રગતિને પંથે જઈ રહ્યો હતો.



## પ્રકરણ ૩જું

## એ બન્યું શી રીતે

સાધારણ રીતે કોઇને પણ પ્રથમ દૃષ્ટિએ વિચારતાં સમજાય જ નહિ કે પચાસ વર્ષના ગાળામાં ગુજરાત કાઠીઆવાડ કચ્છનું સ્વરૂપ એકાએક શાથી પલ્ટાઇ ગયું ? આવો અજબ ફેરફાર થઇ શકે એ જ પહેલાં તો ન મનાય એવી બીના છે. એવો તે કોણ પ્રજાનો નાડપારખુ વૈદ્ય આવ્યો જેણે પોતાની સમગ્ર યોજનાશક્તિ, કુશળતા તથા બુદ્ધિ, ખરચીને સમાજનો સાચો રોગ પારખ્યો અને એને યોગ્ય ઔષધ આપી નિરોગી બનાવ્યો ! ગુજરાતના સદ્‌ભાગ્યે જ્યારે જ્યારે એ અધમતામાં સરી પડે છે, જ્યારે જ્યારે દુઃખની અને કરુણતાની અવધિ આવે છે ત્યારે કોઇને કોઇ મહાપુરુષ અચૂક આવી રહે છે અને સમાજનો ને દેશનો ઉદ્ધાર કરે છે. આ વખતે પણ ગુજરાતને સદ્‌ભાગ્યે, છેક ઉત્તર હિન્દમાં અયોધ્યા નગરી પાસે છપૈયા ગામમાં જન્મેલો, બાળપણમાં જ યજ્ઞોપવીત સંસ્કાર થતાં ઘરબાર છોડી ચાલી નીકળેલો, હિમાલય ને બંગાળ, ઓરિસ્સા, મદ્રાસ ને રામેશ્વર એમ આખા દેશમાં ઘૂમી વળેલો એક સત્તર વર્ષનો યુવાન સં. ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ને દિવસે કાઠીઆવાડના લોજ ગામમાં ગુજરાતનો ઉદ્ધાર કરવા આવી ચઢ્યો. એણે પોતાની

જાદુઈ અસરથી, આખા પ્રદેશનો આપણે ગયા પ્રકરણમાં જોયો તેવો પલ્ટો કરી નાખ્યો. એના ધર્મોપદેશની અસર આજ સુધી પહોંચે છે. એની અસરથી કવિ દલપતરામનું જીવન ઘડતર થાય છે, અને શ્રી. કિશોરલાલ મશરૂવાળાની વિચારસૃષ્ટિના ઘડતરમાં એ ફાળો આપે છે. લોજમાં આવ્યો ત્યારનું એનું નામ નીલકંઠ હતું; ગુરૂ રામાનંદસ્વામી પાસે મહાદીક્ષા લીધા પછી એનું નામ સહજાનંદસ્વામી પડ્યું અને એમના અનુયાયીઓ એમને શ્રીજી કહેતા. એ સત્તર વર્ષના બાળકે વિકટ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢ્યો.

રોમના મુસદ્દી અને સેનાપતિ જુલીયસ સીઝર માટે કહેવાતું હતું કે "એ આવ્યો, એણે બધી પરિસ્થિતિ જોઈ અને સર્વસ્વ જીતી લીધું." તેવી જ રીતે સહજાનંદસ્વામી વિષે કહી શકાય કે એ અહિં આવ્યા, અહિંની પરિસ્થિતિ જોઈ, અને એમણે ગુજરાત–કાઠીયાવાડને જીતી લીધાં. જુલીયસ સીઝરની જીત હતી તે શસ્ત્રોની જીત હતી, ત્યારે સહજાનંદ સ્વામીએ તો આ પ્રદેશને પ્રેમથી જીતી લીધો. એ અહિં આવ્યા ત્યારે ઉદ્ધવસંપ્રદાયના પ્રવર્તક ઉદ્ધવાવતાર રામાનંદસ્વામી પૂર્વભૂમિકા તૈયાર કરી મુમુક્ષુઓને સદુપદેશ આપી શ્રી કૃષ્ણની ભક્તિનો પ્રચાર કરી પ્રજાનું આધ્યાત્મિક જીવન ઘડી રહ્યા હતા. તે વખતે ઉદ્ધવ સંપ્રદાય બહુ જ ન્હાનો હતો. ઘણા જ થોડા એને વિષે જાણતા. થોડા સાધુઓ અને મુઠ્ઠીભર ભક્તો એટલાનો જ એ સંપ્રદાય બનેલો હતો. સહજાનંદસ્વામી સૌથી ન્હાના હોવા છતાં

એમની બુદ્ધિથી તથા પ્રતિભાથી બધામાં દીપી ઊઠતા હતા, એમની આગળ બધા ઝાંખા પડી જતા હતા. તે એટલે સુધી કે ભરી સભામાં જ સ્વામી રામાનંદે કહ્યું કે "સહજાનંદ આગળ અમે પણ વિસાતમાં નથી. એ અમારાથી પણ બહુ મોટા છે" આ સમયે સહજાનંદજી માત્ર સત્તર જ વર્ષના. સ્વામી રામાનંદજીએ પોતાને સ્થાને સહજાનંદજી આચાર્ય તરીકે પોતાનો અક્ષર નિવાસ થતાં આવશે એમ નક્કી કર્યું. એમનો અક્ષર નિવાસ થતાં સહજાનંદજી ઉદ્ધવસંપ્રદાયના મુખ્ય આચાર્ય બન્યા. ત્યાર પછી ત્રીશ વર્ષના સતત પરિશ્રમથી, એમની અજોડ સેવાભાવનાથી, એમના અંતર્ધાન સમયે સહજાનંદજી ગુજરાત અને કાઠિયાવાડમાં બે લાખ જેટલા અનુયાયીઓ પોતાની પાછળ મૂકી ગયા. એમાં વિશેષ આશ્ચર્ય તો એ હતું કે, આચાર્યપદનો ભાર ઉપાડવાની શ્રી સહજાનંદજીની રુચિ ન્હોતી એટલું જ નહિ પણ એ આકાંક્ષા એમને સ્વપ્ને પણ ન્હોતી. એ તો લોજમાં આવ્યા ત્યારે રામાનંદસ્વામી ત્યાં ન્હોતા એટલે એમના દર્શનની રાહ જોતા હતા. એઓ પોતે જ એ વિષે કહે છે કે "જ્યારે અમને રામાનંદસ્વામીનું દર્શન ન્હોતું થયું ત્યારે મુક્તાનંદસ્વામી સંગાથે અમે એમ ઠરાવ કરી રાખ્યો હતો જે મને રામાનંદસ્વામીનું દર્શન કરાવો તો આપણે બે જણ વનમાં જઈને ભગવાનનું અખંડ ધ્યાન કર્યા કરીશું, અને કોઈ દિવસ વસ્તીમાં તો આવીશું જ નહિ." આમ એમને તો વન જ પ્રિય હતું, છતાં ય માથા પર આચાર્યપદની જવાબદારી આવી પડતાં એમણે એ

જવાબદારી અત્યંત કુશળતાથી, કુનેહથી, અદા કરી, પોતાની સર્વ શક્તિ એ પદને યોગ્ય બનવા ખરચી નાખી. આમ લોજ ગામમાં પ્રવેશ કર્યો ત્યારે એ અલક્ષ્યનિરંજન નિઃસ્પૃહ અપરિગ્રહવાળા જેને ઉપર આભ ને નીચે ધરતી હતી એવા બાળક હતા અને અંતર્ધાન થયા ત્યારે ઇશ્વરના અવતાર તરીકે ચોમેર ખ્યાતિ પામ્યા. એમણે બધી ય જાતમાં, બધી ય કોમમાં, એક દૃષ્ટિએ કહીએ તો ગુજરાત અને કાઠીઆવાડના લગભગ એકેએક જણમાં પ્રવેશ કર્યો હતો. એમણે જનતામાં ચેતન આણ્યું, જાગૃતિ આણી, ધર્મભાવના અને પ્રેમ આણ્યાં. એક જ શબ્દમાં કહીએ તો એમણે લોકોને સદાચારી બનાવ્યા.

સ્વામી સહજાનંદે જ્યારે લોજ ગામમાં પ્રવેશ કર્યો ત્યારે એઓ વયમાં તો બાળક હતા પણ અનુભવે અને જ્ઞાનમાં કંઇ બાળક ન્હોતા. દશ વર્ષની ઉંમરે ઘર છોડી સાત વર્ષ તો એમણે પર્યટન કર્યું હતું. એ સાત વર્ષના ગાળામાં એમણે સૂર્યનું તપ કર્યું હતું. ગોપાળ નામના એક યોગી પાસે હઠયોગની કળાઓનો વર્ષ દિવસ સુધી અભ્યાસ કર્યો હતો. વળી બંગાળામાં જઇ મંત્રતંત્ર ને ભૂતપ્રેતના વ્હેમની સામે ઝૂંબેશ ઉપાડી તેથી વિરોધીઓનો અસહ્ય ત્રાસ સહન કરવો પડયો હતો. એઓ ત્યાંથી દક્ષિણમાં ગયા, ત્યાં એમને એક મહાકાળીનો ઉપાસક, મંત્રતંત્રની વિદ્યામાં પ્રવીણ એવો બ્રાહ્મણ મળ્યો. એણે પોતાની બધી વિદ્યા બાળક નીલકંઠ પર અજમાવી પણ એમાં એ ફાવ્યો નહિ, ને આખરે એ

બ્રાહ્મણ એ બાળકનો શિષ્ય બન્યો. માનસપુરનો સિદ્ધવલ્લભ નામનો રાજા પણ એ બાળકપર મુગ્ધ થઇ એનો ભક્ત બન્યો હતો. શ્રીરંગક્ષેત્રમાં વૈષ્ણવોમાં જે દુરાચાર પ્રવેશ્યો હતો તેને નીલકંઠે દલીલોથી, સમજાવટથી, ચર્ચાથી એમ પોતાની બધી શક્તિ વાપરીને દૂર કરાવ્યો હતો.

રામેશ્વરને રસ્તે જતાં એમણે એક સેવકરામ નામના સાધુને જોયો. એ સાધુ માંદો હતો, એટલે નીલકંઠે બે મહિના સુધી ચાકરી કરી ને એને સાજો કર્યો. એની પાસે હજાર રૂપિયાની સોના મહોર હતી તેમાંથી સારૂં સારૂં મંગાવી ખાતો પરંતુ નીલકંઠને ભિક્ષાન્નથી નિર્વાહ કરવો પડતો ને કોઇ વખત ભિક્ષા ન મળે તો ઉપવાસ પણ કરવા પડતા. પેલો નીલકંઠ પાસે બધો ભાર ઉપડાવતો ને પોતે લ્હેર કરતો. આખરે નીલકંઠે કૃતઘ્ની જાણી એનો ત્યાગ કર્યો.

આમ આટલી ન્હાની વયમાં નીલકંઠને જાતજાતના અનુભવો થયા હતા. ને એ બાળક હોવા છતાં આખા હિન્દની મુસાફરી કરી હોવાથી એ વૃદ્ધ જેટલા ઘડાયા હતા, તેથી જ એ રામાનંદસ્વામીના મનમાં વસી ગયા. એ પણ ખરૂં કે એટલી ન્હાની ઉંમરમાં પણ તપ અને જ્ઞાનથી, એમણે મોક્ષ માટેની યોગ્યતા પ્રાપ્ત કરી હતી. એઓ પોતે કહે છે કે "હું રામાનંદસ્વામી પાસે આવ્યો તે મોર પણ આત્માને સાક્ષાત દેખતો ને હમણે પણ દેખું છું." આ સાધના અને અનુભવે એમને જે દૃષ્ટિ અર્પી તે દૃષ્ટિએ એમના મુશ્કેલ કાર્યને સરળ બનાવ્યું. એમણે રામાનંદ સ્વામી પાસે દીક્ષા લીધી ને

એમને એ સંપ્રદાયની ઉણપો જણાઇ, ને તે સમયે પોતે સામાન્ય સાધુ હોવા છતાં એને સુધારવાનો પ્રયત્ન કરવા માંડયો. એમણે જોયું કે ઉપદેશ કે કથા સાંભળતી વખતે પુરુષો અને સ્ત્રીઓ ભેળા બેસે છે. એમની દૃઢ માન્યતા હતી કે સ્ત્રીઓ અને પુરુષોને જ્યાં ભેગા મળવાનો પ્રસંગ સાંપડે ત્યાં વ્હેલાં મોડાં અનાચારનાં બી રોપાય. એમણે રામાનંદસ્વામીના પટ્ટશિષ્ય મુક્તાનંદજીની કથામાં સ્ત્રીઓ અને પુરૂષોને ભેગા બેઠેલાં જોયાં. સ્ત્રી પુરૂષો ભેગા બેઠા હોય ત્યારે સભામાં કોઇ કુદૃષ્ટિ કરે એથી એમને ખૂબ ત્રાસ થતો. એઓ કહે છે "સભા બેઠી હોય ત્યાં કોઇ સ્ત્રી અથવા પુરૂષ તેને જોવામાં ફેર પડે ત્યારે એ ગમે એટલી યુક્તિ કરી સંતાડે તોપણ અમને જણાયા વિના રહે જ નહિ. ત્યારે અમારો એ મનુષ્ય ઉપર અતિશય કુરાજીપો થઇ જાય છે." આથી એમને એ ગમ્યું નહિ એટલે એમણે સ્ત્રીઓ અને પુરુષોની સભા જૂદી કરી. એ એમનું સામાન્ય સાધુ તરીકેનું પ્રથમ સુધારક પગલું. પછી તો જ્યારે રામાનંદજી અક્ષરનિવાસી થયા અને સહજાનંદજી એમની ગાદીએ આચાર્યપદે આવ્યા એટલે એમણે બધા સાધુઓ પાસે અષ્ટાંગબ્રહ્મચર્યવ્રતના સર્વ નિયમોનું કડક પાલન કરાવ્યું. એ બ્રહ્મચર્યવ્રત પાળનારથી સ્ત્રીનું મુખ તો જોવાય નહિ પણ ચિત્રમાંય પણ સ્ત્રીનું દર્શન એમનાથી ન થઇ શકે. એમને ઉદ્ધવ સંપ્રદાય મારફત સમાજની ઉન્નતિ કરવી હતી, લોકોનું અજ્ઞાન દૂર કરવું હતું. એટલે ઉદ્ધવ સંપ્રદાયના સાધુઓ સાચા સમાજસેવકો બને એમ એ ઇચ્છતા હતા.

તેથી જે સમાજની સેવા કરી શકે એવા હોય, જેઓ નિઃસ્વાર્થી હોય, તેવાઓને જ સંપ્રદાયમાં રાખવા એવો એમનો અડગ નિશ્ચય હતો. એમને ઝુંડ ઢોંગી સાધુઓની જમાત વધારવી ન્હોતી, પણ સાધુઓને લોકોના માર્ગદર્શક અને લોકોનાં જીવન સુધારે એવા બનાવવા હતા. તેથી જ પોતાની જવાબદારી સમજે, આદર્શને સમજે એવા જ માણસોનો એમને ખપ હતો. આથી એમણે પોતાના અનુયાયીઓની બહુ આકરી કસોટી કરવા માંડી હતી. એ કસોટી જૂદા જૂદા ફરમાન રૂપે હતી, જેવાં કે કાચો લોટ જ ખાવો, શીયાળામાં સૂર્યોદય પ્હેલાં માટલાંના ઠંડાં પાણીએ ન્હાવું, ભોજનમાં પાણી નાખીને ખાવું ઇત્યાદિ. આ નિયમોનો ભંગ કરનાર માટે એમણે પ્રાયશ્ચિત્તો રાખ્યાં હતાં, જેથી નિયમભંગ કરનારને સુધરવાની તક મળે. બધા મળીને એમણે એવા ૧૦૮ કે ૧૧૦ ફરમાનો કાઢેલાં. આ ફરમાનો કે નિયમો ' પ્રકરણ ' નામથી ઓળખાતા.

એક વખત એમણે બધાને પોતપોતાની ધાબળી લેગી કરવાની આજ્ઞા કરી. શિયાળાનો દિવસ, સખ્ત ટાઢ, તેમાં ધાબળીઓ ઢઢાવી નાંખી એટલે કોઇને પણ વસમું લાગે, પણ કસોટી એટલેથી પતતી નહોતી. એમણે તો હુકમ કર્યો કે ઢગલો કરેલી બધી ધાબળીઓ બાળી મૂકવી. કેટલાકને તો એ આજ્ઞા ઘણી જ કડક લાગેલી. કેટલાક તો ધાબળી પાછી મેળવવા કરગરવા લાગ્યા. ધાબળીનાં વખાણ કરવા લાગ્યા, ને સ્વામીજીની આજ્ઞા પાછી ન ફરે માટે ધાબળીને બાંધી મૂકવાની પણ

બાળી ન મૂકવાની આજીજી કરવા લાગ્યા. આવી કડક કસોટીને લીધે કાચા પોચા માણસોને ઉદ્ધવસંપ્રદાયનો ત્યાગ કરવો પડેલો. આ પ્રમાણે પોતાના કાર્યકર્તાઓની બરાબર પસંદગી કરી એમણે સાધુઓના આશ્રમદ્વારા પ્રથમ લોકસેવાની શરૂઆત કરી. એમની પ્રથમ લોકસેવા તે ભૂખ્યાંઓને અન્ન આપવાનું કાર્ય હતું. એમણે પોતાના સાધુઓને આજ્ઞા કરી કે તેમણે ભિક્ષામાંથી પોતાના ઉપયોગ પૂરતું લઇ બાકીનું ગરીબોને વ્હેંચી દેવું. આથી એક તો સાધુઓને સંગ્રહ કરવાની કુટેવ ન પડે ને બીજું ગરીબોની સેવા થાય. જેની પાસે વધારે હોય તેની પાસેથી અન્ન માગી લાવવું અને જે ભૂખે મરતાં હોય તેમનું એ માગી આણેલા અન્નથી પેટ ભરવું એ કાર્યક્રમથી એમણે ગરીબોના હૃદયમાં સ્થાન લેવા માંડયું. આ રીતે જ્યાં જ્યાં સ્વામિનારાયણી સાધુઓના આશ્રમો હતા તે બધા ન્હાનાં ન્હાનાં સદાવ્રતો બની ગયા. આ કાર્ય કરવામાં પોતે આચાર્યપદની જરા પણ મોટાઇ રાખ્યા સિવાય એક સાધારણ સાધુની જેમ જ મહેનત કરતા. નિર્ગુણદાસસ્વામી નામના એમના અનુયાયી એમના આ કાર્ય વિષે લખે છે કે

"સદાવ્રતમાં જે કોઇ ભિક્ષુજન આવે તેને જમાડવા માટે પોતે તંગીઓ પહેરીને ખભે કાવડ મૂકી ભિક્ષા માગવા જતા. ને ભિક્ષા માગી લાવી રોટલા કરી તીર્થવાસીને જમાડતા."

આ તો ઠીક પણ બધાને જમાડીને એ જમતા અને

ચોકો પાણી જાતે જ કરતા. આ પ્રમાણે સેવાનું કોઈપણ કાર્ય એમને હલકું લાગતું નહિ. પોતે જાતે જ કામ કરી અનુયાયીઓને દાખલો બેસાડતા. પોતાના પૈસાદાર અનુયાયીઓ પાસે એ વારંવાર ગરીબોને અન્નનું દાન કરાવતા અને એ રીતે ભૂખ્યાંને સંતોષતા. એ ઉપરાંત પૈસાવાળા પાસે હિંસારહિત વિષ્ણુયાગ, રૂદ્રયાગ વગેરે યજ્ઞો કરાવી એઓ હિંસા વિરૂદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરતા. આથી જ સમાજનો અર્ધોભૂખ્યો વર્ગ એમના પક્ષમાં આવ્યો. એ પ્રયોગથી એમને લોકપ્રિયતા મળી એટલે પછી એમણે ગામોગામ સાધુઓના મંડળોને–તે પણ જે સાધુઓ એમની કસોટીમાંથી પાર ઉતર્યા હોય તેવાઓને જ–ઉપદેશ માટે મોકલ્યા. ને પોતે એક મંડળ લઈને કચ્છ તરફ ગયા. એમનો ઉપદેશ, સામાન્યમાં સામાન્ય માણસ માટે હતો. એટલે સામાન્યમાં સામાન્ય માનવી એ ઉપદેશ પ્રમાણે વર્તી શકે, અને બધાને જ સમજાય એવી સાદી સીધી અને સરળ ભાષામાં એ ઉપદેશ આપતા. એમનો ઉપદેશ પણ સીધો ને સરળ હતો જેમકે, દારૂ ન પીવો, ભાંગ, ગાંજો, તમાકુ, વગેરે વ્યસનો ન કરવાં, જુગાર ન રમવો, પરસ્ત્રીને માબ્હેન ગણવી, માંસાહાર ન કરવો, કોઈપણ પ્રકારની હિંસા ન કરવી, ચોરી ન કરવી, વગેરે. આમાં એક પણ વસ્તુ એવી નથી કે જેને પાળતાં જરાય મુશ્કેલી નડે. આ ઉપરાંત પોતાનો સંપ્રદાય દરેક ધર્મને અનુકૂળ થાય તેથી, દરેક ધર્મના અનુયાયીને નવો સંપ્રદાય પોતાનો લાગે તેથી, એમણે શંકર, વિષ્ણુ, પાર્વતી, હનુમાન,

ગણપતિ એ પાંચે દેવોની પૂજા ઉપદેશી. વળી શૈવ અને વૈષ્ણવો વચ્ચે જે સતત ઝઘડો ચાલતો તે મિટાવવા શિવ અને વિષ્ણુ એકરૂપ છે એમ એમણે ભારપૂર્વક કહેવા માંડ્યું. વળી પાર્વતીની ભક્તિને એમના સંપ્રદાયમાં સ્થાન હોવાથી, દેવી ભક્તોને પણ આ સંપ્રદાય પારકો ન લાગ્યો. આ રીતે જેટલા બને તેટલા બહોળા વર્ગને એમણે પોતાનામાં લેવા સફળ રીતે પ્રયત્ન કર્યો. એમને લોકોના મનનો અભ્યાસ બરાબર હતો, એટલે એ સમજતા કે નિયમોનો ભંગ થાય એ સહજ છે, તેથી પોતે બહુ જ કડક હોવા છતાં, નિયમ-ભંગ કરનારને સુધરવાની તક એમના સંપ્રદાયમાં આપવામાં આવતી. નિયમભંગ કરનારને માટે એમણે જુદાં જુદાં પ્રાયશ્ચિત્ત રાખેલાં. અને તે પણ અમુક દિવસોના ઉપવાસો કરવા, ચાંદ્રાયણ વ્રત કરવું એવાં કોઈને ય બહુ મખ્ત ન લાગે એવાં હતાં. આ તો સામાન્ય અનુયાયીની વાત; બાકી પોતાના સાધુઓ તો કડક રીતે નિયમ પાળે એવો એ આગ્રહ રાખતા જ. પોતાના અંગત શિષ્યો પાસે એ કેવું કડક નિયમનું પાલન ઇચ્છતા ત્હેનું એક ઉદાહરણ એમની દિનચર્યામાંથી મળે છે કે, સહજાનંદજી પોતે રાત્રે બે વાગે ઊઠતા; અને સર્વને ઊઠાડી ધ્યાનમાં બેસાડતા, ને પોતે સોટી લઈને ફરતા, ને જે જે ઉંઘમાં ઝોલાં ખાય, તેને તડાક લઈને સોટી મારે ને ધ્યાન ધરાવે. એમની સખ્તાઈ એટલી હતી કે, ઘણી વાર મુક્તાનંદસ્વામીને પણ એમ થતું કે એમના ભેળા નહિ રહેવાય. આ

રીતે એમણે એમના મુખ્ય શિષ્યોને ખડતલ બનાવેલા. એમના બધા શિષ્યોને એમની આજ્ઞા હતી કે, કોઇ મારે, ગાળ દે, અથવા બીજી ગમે એવી ખરાબ રીતે હેરાન કરે તેને ક્ષમા આપવી. આથી જ એમણે જ્યારે ધર્મપ્રચાર કરવા માંડયો ત્યારે જે લેભાગુ વેરાગીઓ હતા, જે લોકોના વ્હેમ ઉપર ચરી ખાતા હતા, તેમનો ધંધો આ નવા સંપ્રદાયને લીધે પડી ભાંગવા માંડયો, એટલે એ ઢોંગી સાધુઓએ સ્વામિનારાયણી સાધુઓને ખૂબ હેરાન કરવા માંડયા. સહજાનંદજીના શિષ્ય બ્રહ્માનંદજીને એકવાર એવો માર પડેલો કે એમનો આખો બરડો સૂજી ગયો હતો, અને એમને મારતાં મારતાં લાકડી પણ ભાંગી ગઇ હતી. વળી એમના બીજા એક શિષ્ય મુકતાનંદને ઝાડ સાથે દોરડાં વડે બાંધી, એનાં નાકકાન કાપવાની તૈયારી કરતા હતા ત્યાં કોઇ વટેમાર્ગુએ એમને મહામહેનતે મૂકાવ્યા. એક મુળજી નામનો લુહાણો સહજાનંદજીનો શિષ્ય વેરાગીઓને હાથે ઠાર થયો. બીજી રીતે પણ સ્વામિનારાયણી સાધુઓને પેલા ઢોંગી બાવાઓ ખૂબ હેરાન કરતા જેમકે, એમની જનોઇ તોડતા, એમની મૂર્તિઓ ઉપાડી જતા, કંઠી તોડી નાંખતા, પાણી ભ્રષ્ટ કરતા, ભિક્ષા લૂંટી લેતા. પણ, એમના સાધુઓને સ્વામિનારાયણે એવા ખડતલ બનાવ્યા હતા કે એમના પર આભ તૂટી પડે તોયે એ લોકો સહન કરે એમ હતા, પણ એથી ગેરફાયદો એ થતો કે ધર્મપ્રચાર માટેની શક્તિ આ ત્રાસમાંથી બચવામાં જ ખર્ચાઇ જતી. આ વસ્તુસ્થિતિને પહોંચી વળવા સ્વામિનારાયણે

નવો માર્ગ ખોળી કાઢયો. સાધુઓ પાસે કામચલાઉ જનોઈ કાઢી નંખાવ્યાં, બધાંને ભગવાં વસ્ત્ર પહેરાવ્યાં, માથાં મુંડાવ્યાં, ને ન્હાની પાષાણની કે ધાતુની મૂર્તિ રાખવાને બદલે ઇશ્વરની માનસી મૂર્તિથી જ સંતોષ માનવો એવી તે સમય પુરતી આજ્ઞા કરી, ને પોતાના સાધુઓને પરમહંસ એવું નામ આપ્યું. આ માર્ગથી પ્રચાર કાર્યમાં નડની મુશ્કેલી ઘણે અંશે દૂર થઇ શકી.

જ્યારે જ્યારે એમના કાર્યમાં કંઇ નડતર આવે કે તેનો એઓ તરત જ સરળતાથી ઉકેલ આણતા. એક વાર એમણે પ્રચાર કરવા મોકલેલા એક સાધુને કોઇક શાસ્ત્રીઓ સ્હામે વાદવિવાદમાં ઉતરવું પડેલું. એ સાધુનું નામ આત્માનંદ હતુ. એ તો ગુરૂનિષ્ઠ ને આજ્ઞાની મૂર્તિ હતા જેથી 'ગુરૂનું વચન' એજ સર્વસ્વ માનતા પરંતુ એ વિદ્વાન નહિ જેથી શાસ્ત્રીઓએ નિરક્ષર સમજી એમની હાંસી કરી. એનું કારણ એ હતું કે, સહજાનંદજીએ જ્ઞાન કરતાં ચારિત્ર્ય પર વિશેષ ભાર મૂકયો હતો. એથી જ્ઞાની નહિ પણ જેના ચારિત્ર્યથી લોકો આકર્ષાય એવા માણસોને એઓ પ્રચાર કરવા મોકલતા. પણ આ બનાવ પછી એમને લાગ્યું કે પ્રચાર કરનાર સાધુ પાસે જ્ઞાનનું સાધન પૂરતા પ્રમાણમાં હોવું જોઇએ. એ બધાં શાસ્ત્રો અને વેદ વેદાંતમાં પારંગત પણ હોવો જોઇએ, કે જેથી એ ગમે તેની સાથે છટાથી વાદવિવાદ કરીને લોકો પર પ્રભાવ જમાવી શકે. આથી એમણે જરાય વિલંબ કર્યા વિના તુરતા તુરંત બ્રહ્માનંદને અને મુકતાનંદને વેદાન્તનું

શિક્ષણ લેવા સુરત મોકલ્યા, વળી એમણે પોતાના નાના મોટા બધા શિષ્યોને વેદવેદાન્ત ને બધાં શાસ્ત્રો ભણવાની આજ્ઞા કરી ને ન ભણે તેને માટે પ્રાયશ્ચિત્ત ઠરાવ્યું. આમોદમાં એક દીનાનાથ કરીને બહુ વિખ્યાત પંડિત હતા; તેમને સહજાનંદજીના સ્વરૂપનો નિશ્ચય થતાં પોતાનું સમગ્ર જીવન એમના ચરણમાં સમર્પી, સહજાનંદીય સાહિત્ય તે પંડિતવર્યે વિકસાવ્યું.

પોતાનું અનુયાયી મંડળ ધીમે ધીમે વિસ્તરતાં, જ્યાં સન્યાસીઓ સારી રીતે રહી શકે, ધર્મપ્રચાર કરી શકે, ઉપદેશ આપી શકે, જ્યાં ભજનકીર્તન વગેરે થઈ શકે, અને જે સ્થળ અનેક જનસેવાના કાર્ય માટે વાપરી શકાય, એવા સ્થાનોની એમને ઘણીજ જરૂર જણાઇ. અત્યાર સુધી એમણે અને એમના શિષ્યમંડળે સ્થળે સ્થળે ફરીને, પ્રચારકાર્યનાં બી વાવ્યાં હતાં હવે એ બીને સતત પોષણ આપી શકાય, એવાં સ્થળોની એમને જરૂર લાગવા માંડી. આવી સંસ્થા તે મંદિર. પણ તે વખતના મંદિરોમાં તો આવું કાર્ય થઇ શકે એમ હતું નહિ, કારણ કે તેમાં એટલો સડો હતો કે તેને સુધારવાં એ શક્ય ન્હોતું. એથી પોતાનું કાર્ય સરળતાથી થઇ શકે તે માટે એમણે સ્વતંત્ર મંદિરો બાંધવાનો વિચાર કર્યો. એમના અનુયાયીમંડળમાં મોટો ભાગ કડીયા, સુથાર, લુહાર, વગેરે કારીગર વર્ગ હતો, એટલે મંદિરો સ્હેલાઇથી બાંધી શકાય એમ હતું. વળી આવા ધર્મકાર્ય માટે દરેકજણનો સ્વાભાવિક રીતે સાથ મળે જ. એટલે એમણે

કે પોતાનું કરેલું કારવેલું બધું ધૂળમાં મળે. તેથી, લોકો સામુદાયિક આનંદ માણી શકે, જનતાની રસિકવૃત્તિઓ પણ સંતોષાય તેવી, રામનવમી, જન્માષ્ટમી વગેરે ઉત્સવો ઉજવવાની પણ એમણે વ્યવસ્થા કરી. એ ઉત્સવોમાં ભક્તજનો મળતા, પોતપોતાની મુશ્કેલીઓ જણાવતા ને તેના ઉપાય સૂચવાતા. એ ઉત્સવોમાં ગામેગામથી લોકો આવતા, એમાં બ્રહ્મચારી સાધુ સત્સંગીઓ હતા, કારીગરો હતા, વેપારીઓ હતા. ત્યાં કોઈ ઠેકાણે સંગીતની મિજલસ જામતી, બીજે ઠેકાણે કુસ્તીબાજો કુસ્તી કરતા, ભજનિકો ભજન ગાતા, એમ દરેક જણ પોતપોતાની કળા દેખાડતો. કળાકાર ભક્તો જાતજાતની કારીગરીની વસ્તુઓ બનાવી સહજાનંદજીને ભેટ કરતો. કોઈ વણકર સુંદર જરીયાનવસ્ત્ર વણી લાવતો તો કોઈ કુશળ સુથાર કારીગરીવાળો હિંડોળો બનાવી એમને અર્પણ કરતો. તો કોઈ દરજી મનરજક રેશમી ડગલી એમને માટે સીવી લાવતો, કોઈ સરસ આસન એમને માટે બનાવી લાવતુ, તો કોઈ કાઠિયાવાડી સરસ ઘોડી એમને આપતુ. આમ તરેહ-તરેહની વસ્તુઓ એમને ભેટ મળતી. આ સર્વે વસ્તુઓનું ઉત્સવની જગ્યાએ પ્રદર્શન ભરાતું, અને એ રીતે કારીગરીને ને કળાને ઉત્તેજન મળતુ. આવા ઉત્સવોથી જનતામાં ઉત્સાહ રહેતો, નવા સપ્રદાયનું આકર્ષણ રહેતુ, ને લોકોને ધર્મ જોડે, જીવનમાં અત્યત જરૂરી એવો આનદ પણ મળી રહેતો. આ મેળાવડાઓ સમૈયાના નામથી ઓળખાતા. આટલી આટલી વસ્તુઓ ભેટ મળવા છતાં સહજાનંદજી કોઈપણ

વસ્તુને વાપરતા નહિ. એકાદવાર જરા વાપરીને મૂકી રાખતા. એનું કારણ કે એઓ સાચા ત્યાગી હતા, નિઃસ્પૃહી હતા, એઓ એક ઠેકાણે કહે છે કે "અમને તો જે પદાર્થમાં હેત જણાય તો તેનો ત્યાગ કરીએ ત્યારે સુખ થાય; અને ભગવાનના ભક્ત વિના જે મનુષ્યમાત્ર, અથવા પદાર્થ માત્ર તેની જો મનમાં સ્મૃતિ થઇ હોય તો તેથી અતિશય છેટું કરીએ ત્યારે ખ થાય." આમ સમૈયાદ્વારા એમણે સ્વામિનારાયણ સંપ્રદાયને સાર્વજનિક બનાવ્યો. જનતાને આ સંપ્રદાય પ્રત્યે આકર્ષવાનું જેમ સદાવ્રત એક સાધન હતું તેમ સમૈયો એ બીજું સાધન હતું. સદાવ્રતથી અર્ધભૂખ્યાં અને ભૂખ્યાં લોકોને સહજાનંદજીએ પોતાનાં કર્યાં, તો સમૈયા મારફત, મધ્યમવર્ગને, કારીગરવર્ગને એમણે પોતાનો બનાવ્યો. આ સમૈયાથી બીજો એક ફાયદો એ થયો કે, કાઠીઆવાડના લોકો છેક સુરત સુધી જતા, અને સુરતના લોકો છેક ગઢડા કે કચ્છ સુધી સમૈયાના ઉત્સવમાં ભાગ લેવા જતા. એટલે લોકો એક બીજાના પરિચયમાં આવ્યા, એક બીજાની વધારે નજીક આવ્યા. સુરતના માણસને કાઠીઆવાડનો કે કચ્છનો માણસ, અથવા અમદાવાદના માણસને, સુરતનો માણસ જે પહેલાં પારકો લાગતો હતો તે આ સમૈયામાં એક બીજાના વધારે ને વધારે પરિચયમાં આવવાથી પોતાનો લાગવા માંડયો, એ રીતે બની વચ્ચે જે ભેદભાવ હતો તે ટળવા લાગ્યો. એમ સ્વામિનારાયણ સંપ્રદાયના બધા અનુયાયીઓ એકજ કુટુંબના માનવી હોય એવી ભાવના જન્મી. સમૈયા દરમ્યાન કેટલાય

માણસો સ્વામિનારાયણની કંઠી બાંધતા, સહજાનંદજીના આદેશો પાળવાનું વ્રત લેતા અને એ રીતે સત્સંગીઓનો સમૂહ વધતો.

સહજાનંદજી, પોતાના મંડળમાં ક્યારે ય કોઇ પણ જાતનો દોષ પેસી ન જાય તેની ખૂબ કાળજી રાખતા. એમણે એમના બધા ત્યાગીઓમાંથી બાર ગુરુઓ નીમ્યા અને દરેક ગુરુને એના શિષ્યો વહેંચી આપ્યા. શિષ્યો વહેંચવાનું કામ એઓ જાતે જ કરતા, જેથી કોઇને કશી ફરિયાદ કરવાપણું ન રહે. વળી એકવાર ગુરુશિષ્યોની વહેંચણી કર્યા પછી થોડે સમયે નવેસરથી વહેંચણી કરી પાછા ફેરબદલ કરતા જેથી એક ગુરુ અને બીજા ગુરુ વચ્ચે ખોટી હરીફાઇ ન જાગે, એક બીજા વચ્ચે ઇર્ષા ન જન્મે, અને એક બીજાની સરસાઇ કરવાના ખોટા પ્રયત્નો ન થાય; ને કોઇને ય પોતાની મહત્તા સ્થાપવાની તક જ ન સાંપડે, ને શિષ્યો પણ કોઇ એક ગુરુને દેવ કરીને માની ન બેસે. સહજાનંદને કશો ય સન્દેશો મોકલવો હોય કશી ય આજ્ઞા મોકલવી હોય તો એઓ ગુરુઓને પત્રદ્વારા જ મોકલતા, અને ગુરુઓદ્વારા શિષ્યોને મોકલવાની વ્યવસ્થા થતી. પોતાના ગૃહસ્થ શિષ્યોને અથવા અનુયાયીઓને એઓ જાતે જ કાગળ લખીને આજ્ઞાઓ મોકલતા. આમ એમણે આખું તંત્ર સુવ્યવસ્થિત રાખ્યું હતું. એમના ગૃહસ્થ શિષ્યોમાં, એમની લોકપ્રિયતા જામતાં ઘણા મોટા મોટા ગરાશિયા, ઠાકરડા, એમના ભક્ત બન્યા હતા. એમની એઓ મંદિરોના સદાવ્રત માટે, યજ્ઞો કરવાને માટે મદદ લેતા,

પણ આવા પૈસાપાત્ર અને પ્રતિષ્ઠિત શિષ્યોની પણ એઓ આકરી કસોટી તો કરતા જ. ગઢડાના દાદાખાચર નામના એક મોટા ગરાસદાર એમના શિષ્ય હતા, એને ત્યાં સ્વામીજી અઠ્ઠાવીશ વર્ષ રહ્યા હતા. એમની કસોટી કરવા એક વાર સ્વામીજીએ એમને કહ્યું. "તમારો ગરાસ તમારી બેનને લખી આપો." દાદાખાચરે તરત જ તે પ્રમાણે કર્યું. સ્વામીજીએ એમને પૂછ્યું: "તમે આ લખી તો આપ્યું પણ હવે ખાશો શું ? અને મારે તથા મારે અંગે સાધુસંતોનું ખર્ચ કરવું પડે છે તેનું શું કરશો ?" ખાચર કહે, "પ્રભુ ! ભાવનગર દરબારમાં નોકરી કરીશ." એમ કહીને એ તો જવા તૈયાર થયા પણ સ્વામીજીએ કહ્યું, "ના, એના કરતાં બહેનનો કારભાર કરો તમારે વર્ષે સો રૂપિયા ખર્ચના લેવા." ખાચરે તે પ્રમાણે કર્યું. કસોટી પૂરી થતાં બહેન પાસે એમણે ખાચરને ગરાસ પાછો અપાવ્યો. આવા તો એમના સંખ્યાબંધ અનુયાયીઓ હતા, જે એમનો પડતો બોલ ઝીલી લે.

શ્રી સહજાનંદજી આમ દેખીતી રીતે અશક્ય લાગતી વસ્તુને શક્ય બનાવી શક્યા તેનું કારણ એઓ પ્રેમથી સર્વેને જીતી લેતા તે હતું. એમને કોઈની જોડે દુશ્મનાવટ નહોતી, ને બહારથી આટલા કડક લાગતા હોવા છતાં એમના હૃદયમાં દરેક માણસને માટે ભારોભાર પ્રેમભર્યો હતો. એઓ વારંવાર કહેતા કે "ભગવાનના ભક્ત હોય તેણે અતિશય ગરીબપણું પકડવું. પણ કોઈનું અપમાન કરવું નહિ. કાં જે ભગવાન તો ગરીબના અંતર વિષે પણ વિરાજમાન રહ્યા છે તે એ ગરી-

બના અપમાનના કરતલનું ભૂંડું કરી નાંખે છે, એવું જાણી કોઇ અલ્પ જીવને પણ દુઃખવવો નહિ. અને જો અહંકારવશ થઇને જેને-તેને દુઃખવતો ફરે, તો ગર્વગંજન એવા જે ભગવાન તે અન્તર્યામીરૂપે સર્વમાં વ્યાપક છે, તે ખમી શકે નહિ." આમ સામાન્યમાં સામાન્ય માણસને પણ ગળે ઉતરે એવી સરળ અને અસરકારક રીતે એ ઉપદેશ આપતા.

પોતાના સંપ્રદાયમાં બરાબર ધર્મ ફેલાવી, એમણે પછી પોતાના સંપ્રદાયની બહારના લોકોને સુધારવાના પ્રયત્નો શરૂ કર્યા. એમણે જીવહિંસા સામેના પ્રચારથી એ કામની શરૂઆત કરી. હજીય યજ્ઞમાં બકરા અને પાડા હોમાતા. એને બંધ કરવા એમણે કમર કસી. એમણે સાંભળ્યું કે કચ્છના દીવાન યજ્ઞ કરનાર છે એટલે એઓ દીવાનપાસે ગયા અને તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એ સમજ્યો નહિ. પરંતુ એથી સહજાનંદજી કંઇ ઓછા નિરાશ થાય એમ હતા? એમણે તો હિંસામય યજ્ઞ શાસ્ત્રની વિરૂદ્ધ છે એમ સાબિત કરવા એક પંડિતની સભા બોલાવી, ને એ સભામાંના દરેક પંડિતે કહ્યું કે જેમાં હિંસા થતી હોય એવા યજ્ઞને ધર્મની સંમતિ નથી. પેલાનું કંઇ ચાલ્યું નહિ ને યજ્ઞ બંધ રહ્યો. એમણે જોયું કે લોકોની એવા યજ્ઞમાથી હજીય શ્રદ્ધા ગઇ ન્હોતી, એટલે સાચો યજ્ઞ કેવો હોય તે બધાને બતાવવા એમણે જેમાં કોઇ પણ પ્રાણીનો વધ ન હોય, એવો અહિંસક યજ્ઞ જેતલપુરમાં આરંભ્યો. એ યજ્ઞમાં દેવીભક્તોએ તથા બીજા જે લોકો એમની પર દાઝે બળતા હતા તેમણે ખૂબ

વિઘ્નો નાંખ્યાં. પણ આખરે યજ્ઞ તો પાર પડયો જ. અને તે પણ સારી રીતે. પણ આ યજ્ઞનુ પરિણામ એવું આવ્યુ કે પેશ્વાની ઇતરાજી થઇ. અમદાવાદમાં પેશ્વાનો સુબો હતો. તેનું કોઇ નજીકનું સગું મરી ગયું. એટલે સહજાનંદના વિરોધીઓએ એને ભંભેર્યો કે યજ્ઞમાં બલિદાન નથી અપાતું તેથી દેવો નારાજ થયા છે. આથી એણે સહજાનંદજીને કપટથી પોતાને ત્યાં બોલાવીને મારી નાંખવાનું કાવત્રું રચ્યું, પણ એમાં એ ફાવ્યો નહિ. છતાં સહજાનંદજી કંઇ એનાથી ડરે એમ ન્હોતા. એમણે તો જેતલપુરમાં બીજો યજ્ઞ કરવાની તૈયારી કરવા માંડી. એની સુબાને જાણ થતાં એણે તો સીધા સહજાનંદજીને પકડવા જ માણસો મોકલ્યા. પણ સ્વામીને એની ખબર પડતાં, એમણે તાબડતોબ બધો સામાન ખસેડી નડીઆદ પાસે ડભાણ ગામમા ધામધૂમથી યજ્ઞ કર્યો.

સહજાનંદજી ઝીણામાં ઝીણી વિગતમાં પણ ઉતરતા અને દરેક વાતમાં પોતે જ ધ્યાન આપતા. વર્ષના આઠ મહિના એઓ ફરતા રહેતા, ને એ આઠ મહિના એઓ ન જુએ રાત, ન જુએ દિવસ અને અવિરત શ્રમ કર્યા કરતા. આમ એકલે હાથે પોતાના જ બુદ્ધિબળથી અને કાર્યશક્તિથી, એમણે ગુજરાત અને કાઠીઆવાડના સામાજિક અને ધાર્મિક જીવનમાં પલટો આણ્યો. એક રીતે કહીએ તો એમણે જ્યાં પાનખર ઋતુ હતી ત્યાં વસન્ત પ્રગટાવી.



## પ્રકરણ ૪ થું

## લોકસેવક

શ્રી સહજાનંદસ્વામી સંત હતા, ધર્માચાર્ય હતા, છતાં ય એમને માટે સાચું બિરદ તો છે લોકસેવકનું, અથવા સમાજસુધારકનું. અંગ્રેજ લેખકો અને એક બંગાળી લેખક પણ શ્રી સહજાનંદજીને સમાજસુધારક તરીકે જ ઓળખાવે છે. ખ્રિસ્ નામનો અંગ્રેજ લેખક બંગાળાના મહાન સુધારક રામમોહનરૉય જોડે એમની સરખામણી કરે છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળા એમની સુધારક પ્રવૃત્તિને બુદ્ધ જોડે સરખાવે છે. શ્રી કનૈયાલાલ મુનશી પણ ગુજરાતના જ્યોતિર્ધરોમાં એમને સુધારકોના શિરોમણિ તરીકે જ ઓળખાવે છે. આપણે પણ જો શ્રી સહજાનંદજીએ કરેલા કામનું સરવૈયું કાઢીએ તો, એમણે કરેલો ધર્મપ્રચાર અને એમણે કરેલું લોકસેવાનું કામ એ બેની તુલના કરતાં, એમની લોકસેવાના કામનું જ પલ્લું નીચું નમતું જણાશે. ધર્મપ્રચાર અને દુ:ખીની સેવા એ બેમાંથી કયું કામ તમે પહેલું કરો એવો જો એમને પ્રશ્ન પૂછયો હોય તો એઓ સીધો જ ઉત્તર આપે કે, " અલબત્ત દુઃખીની સેવા જ. " આ એક જ દૃષ્ટાન્તથી આ સાબિત થશે.

સહજાનંદજી આઠ મહિના ઘૂમતા અને ચોમાસામાં

એક જગ્યાએ રહેતા. એક ચોમાસે એઓ કાઠીઆ-વાડમાં બોટાદની પાસે સારંગપૂર નામનું ન્હાનું ગામ હતું ત્યાં રહ્યા હતા. સહજાનંદજી બહુ સરસ રીતે કથા કરી શકતા. એ કથા કહે ત્યારે ગામના જુવાન બાળક વૃદ્ધ બધાંયે, ગમે એવાં અગત્યનાં કામ પડતાં મૂકી એમની કથા સાંભળવા આવે. રોજ સાંજે સ્વામીજી કથા કરતા. કથા પૂરી થયા પછી એ લોકોના સુખ દુઃખની વાત પૂછતા, ને કોઇ કશી મુશ્કેલી પૂછે તો તેની મુશ્કેલી દૂર કરતા. આ કાર્યક્રમ રોજનો થઇ પડેલો. લોકો એમની કથામાં એવા તલ્લીન બની જતા કે, કથા ચાલતી હોય ત્યારે ભલે ને આભ તૂટી પડે તો યે કોઇ ઊઠે નહિ ને, એટલું જ નહિ પણ ટાઢ, તડકો, વરસાદ કશાયને લોકો ગણકારે નહિ. સહજાનંદજી તો બધાયથી ટેવાયલા એટલે એમને તો કશું લાગે જ નહિ એ સ્વાભાવિક છે. આમ છતા એ લોકોની કસોટી તો વારવાર કરતા રહેતા જ. એક વખત એમની કથામા આખા ગામનું લોક આવેલું. કથા સાંભળવામા લોકો એટલા બધા તલ્લીન બનેલા કે સહજાનંદજી સિવાય બીજા કોઇનો અવાજ સંભળાતો ન્હોતો. ત્રણ દિવસ થયા લાગલગાટ વરસાદ પડતો હતો છતાં ય સ્વામીજી તો નિત્ય-નિયમ મુજબ કથા કર્યે જતા હતા, ને લોકો પણ એવા જબરા કે પાણીમા ભીજાતાં ભીજાતા પણ રસથી કથા સાંભળે, ને જરાય ચમકે નહિ. બે દિવસ તો સાધારણ વરસાદ રહ્યો, જરા જોરમાં એકાદ બે ઝાપટાં આવી જાય ને પછી તો ઝરમર ઝરમર થયાં કરે પણ ત્રીજા દિવસના વરસાદે તો હદ

ફરી. ધોધમાર વરસાદ સવારથી પડતો હતો. ને જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ વરસાદ ઓછો થવાને બદલે ધીમે ધીમે વધતો જ ગયો, છતાં ય એની જરા ય પરવા વિના સ્વામીજીએ તો નિત્ય નિયમ અનુસાર કથાનો આરંભ કર્યો. લોકો પણ, આટલો આટલો વરસાદ છતાં રોજના જેટલા જ. એમને કોઇને શરદીની, ટાઢની, ભીંજાતાં કપડાંની, કશાયની પરવા ન્હોતી. એ રોજ જેટલા જ રસથી કથા સાંભળતા હતા. જોતજોતામાં તો કાનને ફાડી નાંખે એવા વિજળીના કડાકા થવા માંડયા, ગાજવીજ થવા માંડી, સખત વાવાઝોડું આવ્યું, અને આસપાસના ઝાડો પડવા માંડયાં. તોફાન વધતું ગયું, ધીમે ધીમે મકાનોના પણ પડવાના અવાજ સંભળાવા લાગ્યા, પણ સ્વામીની કથા અટકી નહિ, ને ભક્તો પણ ઘરબારને, પોતાના સંસારને ભૂલી, જાણે કશું બનતું નથી એ રીતે કથા સાંભળતા હતા. એવામાં નજીકમાં જ જોરથી ઘર પડવાનો અવાજ આવ્યો, અવાજ એવો મોટો અને ડારમો હતો કે બધા ચમકી ઊઠયા, પણ કોઇએ ઊઠયું નહિ. બધાયે માન્યું કે, આપત્તિમાં આવેલા લોકોને બચાવવા કરતાં કથા સાંભળવાથી વિશેષ પુણ્ય મળે છે. એવામાં નજીકમાં જ એક તૂટી પડતા ઘરમાંથી દીલપીગળાવી નાંખે એવો કરુણ સ્વર આવ્યો. " બચાવો કોઇ આવો, મારાં ઢોર કચરાઇ ચાલ્યાં " સ્વામીજીને કથા કરતાં કરતાં એ કરુણચીસ સંભળાઇ, ને એમની લોકસેવાની વૃત્તિ જાગી ઊઠી. એમણે સભાજનોને કહ્યુ " જાઓ એનાં ઢોરઢાંખરને બચાવો, આ કથા સાંભળવા

કરતાં એ કામ કરવાથી વધારે પુણ્ય મળશે.” પણ એવા ધોધમાર વરસાદમાં જાનને જોખમે પારકાં ઢોર બચાવવા કોણ ઊઠે ?, સૌને પોતપોતાનો જીવ વ્હાલો હતો. વળી રસભરી કથા સાંભળવાની મૂકીને કાયાકષ્ટ કરવાને રાજી પણ કોણ થાય ? કોઇ ઊઠયું નહિ એટલે સ્વામીજીએ ફરી પોકાર કર્યો, છતાં ય કોઇ ઊઠયું નહિ. સ્વામીજી એકદમ કથા બંધ કરી ને સફાળા ઊઠીને દોડ્યા, ઢોરઢાંખરને બચાવવા. બધા લોકો હેબતાઇ ગયા અને સ્વામીજીની પાછળ પાછળ દોડવા લાગ્યા. સ્વામીજી જોતજોતામાં તૂટતા ઘર આગળ આવી પહોંચ્યા. પાછળ આવતા લોકોએ જોયું તો સ્વામીજીએ પડતા મોભનો આખો ભાર પોતાને ખભે ઝીલ્યો હતો અને ઘરમાલિક પોતાનાં ઢોરને ઘરની બહાર દોરી જતો હતો. આ એક જ પ્રસંગ સ્વામીજી ધર્મપ્રચાર કરતાં જનસેવાને વધારે મહત્ત્વની ગણતા તે પૂરવાર કરવા પૂરતો નથી ? આ બનાવ સાબિત કરે છે કે સ્વામીજી પોતે આજ્ઞા ન કરતા પણ કાર્ય કરી બતાવતા.

સંવત્ ૧૮૬૯માં કાઠીઆવાડમાં ભારે દુકાળ પડયો. સ્વામિનારાયણે એની પ્રથમથી આગાહી કરી હતી. એમણે પોતાના બધા અનુયાયીઓને કાગળ લખીને પહેલેથી ખબર આપી દીધેલી અને આજ્ઞા પણ કરેલી કે, બધું વેચી સાટીને પણ અનાજનો સંગ્રહ કરજો. કેટલાકે એમની આજ્ઞા પાળી, પણ કેટલાકે પાળી નહિ અને આખું કાઠીઆવાડ દુકાળમાં સપડાયું. એ દુકાળ ખૂબ ભયંકર હતો. પૈસા

આપતાં યે અનાજ ન મળે એવી સ્થિતિ હતી. સ્વામિનારાયણે બધાં કામને પડતાં મૂકી દુકાળમાં પીડાતા લોકોને રાહત આપવાનું કામ હાથ પર લીધું. આખું વર્ષ ધર્મોપદેશ કોરે મૂકી એમણે ગુજરાતથી અનાજ મંગાવી, ભૂખ્યા લોકોને એ અનાજ આપ્યું, અને ઠેરઠેર લોકોને અનાજ મળે તેની વ્યવસ્થા કરી. વળી આવા સંકટમાં સ્વામિનારાયણી સાધુઓ લોકોને બોજારૂપ ન થઇ પડે એટલા માટે એમણે બધા સાધુને ગુજરાતમાં મોકલી દીધા. આખો દિવસ એ પોતે સવારથી સાંજ સુધી કેટલાં યે ગામોમાં વિચરતા. જેટલા બન્યા તેટલા માણસોને એમણે ગુજરાતમાં મોકલી દીધા, ને પોતાના બધા માણસોને આ લોકસેવાના કામમાં જ રોકયા. એમણે આજ્ઞા આપેલી કે, ન્યાત, જાત, ધર્મ એ કશુંય ન જોતાં દરેકને મદદ આપવી. સ્વામીજી પણ દરેક સંપ્રદાયના માણસને, પછી તે ભલેને પોતાનો કટ્ટર વિરોધી હોય તો પણ તેને મદદ આપતા. આ રીતે એઓ પ્રથમ લોકસેવક અને પછી ધર્માચાર્ય હોવાને લીધે જ જ્યારે લોકસેવાનું કામ આવી પડયું ત્યારે એક વર્ષ સુધી એમણે ધર્મપ્રચારનું કાર્ય મોકુફ રાખ્યું. આ ઉપરાંત, એમનાં મંદિરો, ને સાધુઓના આશ્રમો એ ભૂખ્યાંને અન્ન આપવાનાં સદાવ્રતો જ હતાં. ત્યાં ભૂખ્યાંને અન્ન તો અપાતું જ, પરન્તુ એમની તો આજ્ઞા હતી કે ગરીબોને જે મદદ આપી શકાય એમ હોય તે આપવી. આમ દેવમંદિરો મારફત પણ એમણે લોકસેવા જ કરેલી. કારણ કે એમને ખબર હતી કે, ભૂખ્યાં માણસોને પ્રથમ અન્નની જરૂર છે, એક વાર પેટ

ભરાયું હોય તો જ એમને ધર્મની વાત કહીએ તો ગળે ઉતરે.

આ તો સહજાનંદજીની દેશસેવાની વાત થઇ પણ સમાજસુધારક તરીકે પણ એમનું સ્થાન અનોખું જ હતું. સમાજમાં અસ્પૃશ્યતિરસ્કારનિવારણ એ એમનું પ્રથમ સમાજ-સુધારાનું કાર્ય. એમના અનુયાયીઓનો કેટલોક ભાગ સમાજના નીચલા થરના કે અસ્પૃશ્ય ગણાતા લોકો હતા. તે દરેકને ધર્મથી વર્તન કરવાનો ઉપદેશ આપી રાગદ્વેષથી રહિત કર્યાં. પોતાનો એવો સિદ્ધાન્ત છે કે બ્રાહ્મણ ભગવાનની ભક્તિ રહિત હોય અને અંત્યજ ભગવાનનો શરણાગત ભક્ત હોય, તો તે બ્રાહ્મણ કરતાં પણ શ્રેષ્ઠ છે. પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન ગ્રહણ કરવાનો તેમ જ ભગવાનની ભક્તિ કરવાનો બ્રાહ્મણથી ચાંડાલ પર્યન્ત સર્વને અધિકાર છે, પરંતુ પોત પોતાના ધર્મમાં રહીને–બ્રાહ્મણ બ્રાહ્મણનું શાસ્ત્રવિહિત કર્મ કરે અને શૂદ્ર શૂદ્રનું યથાશાસ્ત્ર કર્તવ્ય કરે ત્યાં સુધી તે બન્ને સરખા છે. ત્રિકાળ સંધ્યા કરનાર બ્રાહ્મણ અને મેલું ઉપાડનાર અત્યંજ એ બન્ને પોતપોતાના ધર્મનું–સ્વધર્મનું આચરણ કરનાર હોઇ સમાન છે. આત્મા પરમાત્માની દૃષ્ટિએ જોનારની તો ભૂત પ્રાણી માત્રને વિષે સમદૃષ્ટિ રહે; પરંતુ વ્યવહારમાં તો ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એવા ભેદ દેખાય જ, અને જ્યાં સુધી આત્મા પરમાત્માકારે દૃષ્ટિ ન થઇ હોય ત્યાં સુધી તો દરેકની સાથે ધર્મથી વર્તન કરવું જોઇએ. ધર્મથી સંબંધ રાખનાર રાગદ્વેષાદિથી રહિત હોય છે. એ કોઇનો પણ

તિરસ્કાર કરતો નથી. શ્રી સ્વામિનારાયણભગવાને સ્થાપેલા અલૌકિક માર્ગમાં તો ગમે તે વર્ણનો, ગમે તે આશ્રમનો, ગમે તે દેશનો કે ગમે તેવી દશાનો મનુષ્ય હોય પણ આત્મા પરમાત્માની દૃષ્ટિએ તે સમાન છે પરંતુ, દેહની સ્મૃતિ રહે ત્યાંસુધી પરસ્પર ધર્મથી સંબંધ રાખી ભગવત્પ્રસન્નતા માટે વર્ણાશ્રમધર્મનું યથાશાસ્ત્ર પાલન કરવું જોઈએ.

આ સાથે, સહજાનંદજીએ સમાજના નીચલા થરના લોકોનું જીવન ઉન્નત કરવા પ્રયત્ન કર્યો. એ લોકોના જીવનમાં સારા સંસ્કાર પ્રેરી એમનું જીવન બ્રાહ્મણવાણીયા જેવું બનાવી એમની ઉન્નતિ કરવાનો એમણે સફળ રીતે પ્રયત્ન કર્યો. પ્રથમ તો એમના જીવનમાંથી એમણે કુવ્યસનો દૂર કર્યાં. હિંસાનો નિષેધ કર્યો, માંસભક્ષણ સ્હામે જેહાદ ઉપાડી, ને તે એટલે સુધી કે એમણે એમના બધા અનુયાયીઓને આજ્ઞા કરી કે જૂ માકડને પણ મરાય નહિ. આવી આજ્ઞાની એટલા માટે જરૂર હતી કે, આવો મોટો આદર્શ લોકો નજર સામે રાખે, તો મોટા ભાગની હિંસા તો એ લોકો જરૂર અટકાવી શકે. ને એમના આ હિંસા વિરોધી પ્રચારથી જ કેટલાંય ખૂનો થતાં બંધ થયાં, ને ખુનીઓ સુધર્યા. બીજું એમણે મદ્યનિષેધનો પ્રબળ પ્રચાર શરૂ કર્યો. ને માત્ર દારૂ જ નહિ પણ ભાંગ, ગાંજો, તાડી, તમાકુ, એ કશાનું જ વ્યસન એમની કંઠી બાંધનારથી ગ્રંથાતું નહિ. વ્યસનો જવાથી લોકોનું કુટુંબસુખ પણ વધ્યું. દારૂ પીને ઘેર આવી પત્નીને મારપીટ કરતા, અને પોતાનો બધો પૈસો દારૂમાં જ વેડફી, ઘેર બૈરીછોકરાંઓને

ભૂખ્યાં રાખી કુટુંબજીવનને ઝેર કરી દેતા માણસો એમની અસરથી વ્યસન છોડી ચાર પૈસા ભેગા કરી કુટુંબને સુખી કરી પોતે સુખી થયા. ને એ રીતે માંસાહાર ને દારૂ બે વસ્તુ છોડાવતાં, નીચવર્ણના કહેવાતા હિન્દુઓની રહેણીકરણી મોટે ભાગે ઉંચવર્ણના હિન્દુ જેવીજ થતી ગઈ.

ઉંચ તેમજ નીચ કહેવાતા વર્ણમાં બન્નેમાં કેટલીક સામાજિક બદીઓ હતી તે પણ સહજાનંદજીએ સફળતાથી દૂર કરી. તેમાંની પ્રથમ બદી તે હોળી કે લગ્ન જેવા પ્રસંગે ગવાતાં બીભત્સ ગીતો. સારા સારા કુટુંબની સ્ત્રીઓ અને છોકરીઓ પણ જરાય શરમ વિના નફફટ ગીતો ગાતી. આનો ઉપાય શ્રી સ્વામિનારાયણે બે રીતે કર્યો. પ્રથમ તો એમણે પોતે એવાં ગીતો ગાવાની મનાઈ કરી. આ વિષેનો એક પ્રસંગ નોંધવા જેવો છે.

" એક સમયે શ્રી સહજાનંદજી ગઢડાની ઉત્તરે આવેલા સુખપુર ગામમાં ગયા હતા. ત્યાં લગ્નનો પ્રસંગ હોવાથી સ્ત્રીઓ અને પુરુષો બીભત્સ ગીતોમાં મશ્ગુલ હતાં. એ એમનાથી સહન થયું નહિ અને એઓ ત્યાંથી ચાલી નીકળ્યા. પણ ત્યાંના લોકો તો સ્વામીજીના પરમ ભક્ત હતા, એમને સ્વામીજી ચાલી ગયા એની જાણ થતાં લગ્નમાંનાં બધાં સ્ત્રીપુરુષો એમને પાછા લાવવા એમની પાછળ પાછળ ગયાં. બધાએ એમને પાછા આવવા ખૂબ સમજાવ્યા પરંતુ અપ્રસન્ન થયેલા તે પ્રભુએ તેમને તેમના અયોગ્ય વર્તન માટે સખ્ત ઠપકો આપ્યો,

અને પાછા ફરવાની સાફ ના પાડી. આખરે ત્યાં હાજર રહેલા સર્વેએ ફરીથી કદિપણ એવું ન કરવાની, જ્યાં એવાં નઠારાં ગીતો ગવાતાં હોય એવા કોઇપણ પ્રસંગમાં સામેલ ન થવાની, અને એવાં ગીતો અટકાવવાને પોતાથી બનતો સર્વ પ્રયત્ન કરવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે જ સહજાનંદજીએ ગામમાં પ્રવેશ કર્યો. પછી બીજે જ દિવસે સવારમાં જ એમણે ગામોગામ પોતાના અનુયાયીઓને પત્ર લખી આવાં ગંદાં ગીતો સ્હામે પ્રચાર કરવાની આજ્ઞા કરી. આજસુધી સ્વામિનારાયણના સંપ્રદાયીઓ એ આજ્ઞાનું બહુ ચીવટથી પાલન કરે છે. સ્વામીજીએ એ ગીતોને બદલે ઇશ્વરભક્તિનાં ને તુળશી, રાધા, રૂક્મિણી આદિનાં વિવાહનાં પદો ને પોળ રચવાની આજ્ઞા, બ્રહ્માનંદ, મુક્તાનંદ વગેરે પોતાના કવિશિષ્યોને કરી જેથી પેલાં ગંદાં ગીતોને બદલે એમણે રચેલાં ગીતો ગાઇ શકાય, ને ગીતો ગાવાની વૃત્તિને જનતા સંતોષી શકે. વળી એમણે એવી પણ સૂચના આપી કે, એ ગીતો જૂનાં ગીતોનાં ઢાળના ને રાગનાં હોવાં જોઇએ, કે, એને ગાતાં સહેલું પડે.

એ સમયમાં લોકોમાં ભૂતપ્રેતના વ્હેમો ખૂબ જ પ્રચલિત હતા. મંત્ર, તંત્ર, દોરાધાગા એ બધામાં લોકો ખૂબ જ માનતા, ભૂવાઓ અદેખાઇ આવે એવી કમાણી કરતા, ભૂતનો વ્હેમ માણસમાં એક વાર પેઠો કે એ પૈસે ટકે ખુવાર થઇ જવાનો અને ચિંતાનો માર્યો લોહીનું પાણી કરી નાખવાનો. એ વ્હેમ બધી કોમોમાં અને જાતિઓમાં પ્રચલિત હતો.

આ વ્હેમનાં મૂળ ઉખેડવા પણ સ્વામીજીએ સફળ પ્રયત્ન કર્યો. એમણે એમના દરેક અનુયાયીને આજ્ઞા કરી કે, કોઇએ વ્હેમને ન માનવા. તે સાથે અજ્ઞાની લોકોનો ભય ટળી જાય તેટલા માટે એમણે એ સૂચવ્યું કે, એવો ભય જણાય ત્યારે હનુમાનમંત્ર જપવો અથવા નારાયણકવચનો પાઠ કરવો કે જેથી ભૂત પાસે જ ન આવે. આ ઉપરાંત એમણે એમના બધા અનુયાયીઓને પત્રો લખ્યા ને તેમાં જણાવ્યું કે, મનુષ્યને પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખ આવી પડે એમાં કોઇ કોઇને બચાવી શકતું નથી. સાધારણમાં સાધારણ માણસને ગળે ઉતરે એવી રીતે એમણે દલીલો એ પત્રોમાં કરી હતી. એમાંથી એકાદ બે વાક્યો જુઓ "અને જો જંત્રમંત્ર કોઇના કોઇ પર ચાલતા હોય તો ઘણાક શત્રુ જેની પર હોય એવા મોટા મોટા જે રાજાઓ તે જીવતા શી રીતે રહે? અને જો જંત્રમંત્રે કરીને જ સિદ્ધિ થતી હોય તો લાખો રૂપિયા ખર્ચીને રાજાઓ લશ્કર રાખે છે તથા આયુધસામગ્રી રાખે છે એવડું શા માટે કરે? એક ભારે મંત્રશાસ્ત્રી રાખે ને જંત્રમંત્રની સિદ્ધિએ કરીને સર્વ પ્રતિપક્ષીને મારી નંખાવે." કેટલી સચોટ દલીલ છે આ? એમના કોઇ અનુયાયીઓ ભૂતપ્રેતમાં માનતા નથી એટલું જ નહિ પણ બીજાઓમાંથી એ વ્હેમ દૂર કરવા તનતોડ પ્રયત્ન કરે છે. કવિ દલપતરામે ભૂતના વ્હેમ કાઢી નાખવા જબરો પ્રચાર કરેલો તે એમના પરની સ્વામિનારાયણની અસરનું જ પરિણામ ગણી શકાય.

શ્રી. સ્વામિનારાયણે સમાજસુધારક તરીકે એક બીજું

અગત્યનું કામ કર્યું તે સ્ત્રીઓની ઉન્નતિનું. એઓ ગુજરાતમાં આવ્યા ત્યારે સ્ત્રીઓનું સ્થાન એટલું હલકું મનાતું કે, ઘણી જગ્યાએ તો એને જન્મતાં જ મારી નાખવામાં આવતી તે તો આપણે, આગળ જોયું. સ્ત્રીની દશા એ જમાનામાં શૂદ્રો કરતાં ય ભૂંડી હતી. સ્ત્રીશિક્ષણ તો એ જમાનામાં હતું જ નહિ. વિધવાની સ્થિતિ ખૂબ જ દુઃખ ઉપજાવનારી હતી. એ માટે એમણે પ્રથમ તો બાળહત્યા બંધ કરવાનુ ફરમાન કર્યું. સામાન્ય રીતે એમણે જ્યારે હિંસાનો વિરોધ કર્યો, અને પ્રાણી માત્રના વધનો કે એના અંગચ્છેદનો નિષેધ કર્યો ત્યારે તેમાં બાળહત્યાનો વિરોધ પણ સમાઇ ગયો, છતાં ય એમણે છોકરી જન્મે કે એને તરત જ મારી નાખવામાં આવતી તે રિવાજ સ્હામે ખાસ પ્રચાર કરી એ બંધ કરાવ્યો. બીજું એમણે સ્ત્રીઓને શિક્ષણ આપવાની આજ્ઞા કરી. એમણે કહ્યું કે શાસ્ત્રોનું શિક્ષણ લેવાનો અધિકાર સ્ત્રીઓને પણ છે, અને એ ઉપદેશ પર એમણે ખાસ ભાર મૂક્યો. વળી એમણે સ્ત્રીઓની નિન્દા ન કરી પણ, ધર્મની ઉપાસનામાં પણ સ્ત્રીઓનું મહત્ત્વનું સ્થાન છે તે સાબીત કરી આપ્યું. મંદિરોમાં સ્ત્રીઓ માટે જૂદી દેવકથાઓ થતી, એટલે સ્ત્રીઓને કથા કહેનાર સ્ત્રીઓ જોઇએ તે માટે વિધવાઓને સાંખ્યયોગી બનાવી એ કામની સોંપણી કરી. તે સમયે વિધવાઓને અપશુકનિયાળ ગણી દરેક ધર્મકાર્યમાંથી દૂર રાખવામાં આવતી હતી તેને બદલે એમણે વિધવાઓને મંદિરમાં ઉપદેશ માટે રોકી, ધર્મપ્રચારનું વિશેષ અગત્યનું કામ તેમને સોંપ્યું. સ્ત્રીઓને

ધર્મગ્રન્થો શીખવાની અને વાંચવાની આજ્ઞા કરી; જેટલા પુરુષસાધુઓને હક હતા તેટલા જ હક અને તેટલી જ સ્વતંત્રતા એમણે સાંખ્યયોગી સાધ્વીઓને પણ આપ્યાં, તે એમની શિક્ષાપત્રી પરથી સાબીત થાય છે. આમ એમણે સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો વધાર્યો, અને તેમની તરફ માનની દૃષ્ટિથી જોતાં શીખવ્યું.

આ ઉપરાંત બીજાં ઘણાંય સમાજસુધારાનાં કાર્યો એમણે ધર્મનું નામ આપીને કર્યાં. જનતાનું આરોગ્ય વધે અને રોગનો ફેલાવો ન થાય તે હેતુથી, એમણે શિક્ષાપત્રીમાં–જેનો એમના અનુયાયીઓ નિત્યપાઠ કરે છે તેમાં–કેટલાક આરોગ્યના નિયમો ઉપદેશ્યા છે જેવા કે, ચામડાની મશકમાંનું પાણી ન પીવું, ધોએલાંજ કપડાં પહેરવાં, ન્હાવાની જગ્યાએ, જળાશય કે કૂવા આગળ જ્યાં વાવણી થઇ હોય તેવા ખેતર આગળ, બાગબગીચા આગળ, મૂત્ર કરી જગ્યા ગંદી ન કરવી, જીવજંતુવાળા પાણીમાં ન્હાવું નહિ, ગાળ્યા વિનાનું દૂધ કે પાણી ન પીવું વગેરે આવા આવા નિયમો ઘડવાનો ઉદ્દેશ તો લોકોની સુખાકારી સારી રહે અને લોકો સ્વચ્છતા શીખે અને ગંદવાડ તરફ એમને સૂગ ઉત્પન્ન થાય એજ હતો.

સહજાનંદજીની ઇચ્છા તો આખા સમાજને બધી રીતે ઉંચો લાવવાની હતી, અને વિશેષે કરીને એમને લોકોમાં સારૂં ચારિત્ર્ય ઘડવું હતું, તેથી એમણે થોડા નિયમો એવા ઘડયા કે જે લોકો સહેલાઇથી પાળી શકે, અને જેના પાલનથી લોકો સદાચારી અને પ્રામાણિક બને, ને જીંદગીમાં એમને

સતાવે પણ એમના હાથમાં કોટવાલી આવી ને એમણે એવી ચોકી રાખી અને એવી વ્યવસ્થા કરી કે લોકો નિર્ભય બન્યા. એમની આ સેવાથી, લોકોએ તો છ વાર એમને માનપત્ર આપેલાં; મુંબઈની સરકારે પણ એમને દરબાર ભરીને ખાસ વિલાયતમાં તૈયાર કરાવેલો ચાંદ આપેલો. એ દરબારમાં અનેક મહારાજાઓ હતા, સુરત ભરૂચનું મહાજન હતું. આવા લોકસેવક પર સહજાનંદની કૃપા હોય જ. એટલે જ, સહજાનંદજીના શિષ્ય અરદેશરે સહજાનંદજીને સુરત આમંત્રણ આપ્યું ત્યારે સહજાનંદજી પ્રેમથી સુરત ગયા. ત્યાં મોટી સભા ભરી સ્વામીજીએ જે માન કોઈનેય આપ્યુ નહોતું તે માન અરદેશર કોટવાલને આપ્યું. એમણે પોતાની પાઘડી અને શ્રીફળ એને બક્ષીસ આપ્યાં. અરદેશર ત્યારથી સહજાનંદજીના માનીતા શિષ્ય બનેલા.

સહજાનંદજીના આવા તો કેટલાયે પરધર્મી શિષ્યો હતા. આમ એઓ ન્યાત, જાત, ધર્મ કશું જોતા નહિ ને જે કોઈ સાચી સેવા કરે, જે કોઈ ખરા હૃદયથી એમના શિષ્ય થવાની મરજી દેખાડે તેને એ વિના સંકોચે પોતાની પડખે લઈ લેતા. આ રીતે સહજાનંદજીએ ગુજરાતની બધી કોમોના જીવનને ઘડયું છે, અને બધાયને સંસ્કારી બનાવ્યા છે.

## પ્રકરણ ૫મું

## ધર્માચાર્ય

લોકસેવક અને સમાજસુધારક પછી શ્રી. સહજાનંદજીનું અગત્યનું સ્થાન ધર્માચાર્ય તરીકેનું છે. જ્યારે એઓ કાઠીઆવાડમાં આવ્યા, ત્યારે એમણે ઉદ્ધવસંપ્રદાય પ્રવર્તક રામાનંદસ્વામી પાસે દીક્ષા લીધી. તે વખતે ગુજરાત કાઠીઆવાડમાં ઉદ્ધવસંપ્રદાયનું ખૂબ જોર હતું. એમાં જે સાધુઓ હતા તે સેવાભાવી અને ખંતીલા હતા. રામાનંદસ્વામીએ સહજાનંદજી ગુજરાતમાં આવ્યા તે પહેલાં એવો પ્રચાર કરેલો કે કોઇ અવતારી પુરુષ આવવાને તેમનો ઉદ્ધાર કરવાનો છે. સહજાનંદજી આવ્યા અને એમણે જ્યારે રામાનંદજીને પ્રથમ લોજ ગામથી ભુજ પત્ર લખ્યો ત્યારે એ પત્ર વાંચતાં વેંત જ રામાનંદજી બોલી ઊઠ્યા કે "હું જેની રાહ જોતો હતો તે આવી પહોંચ્યા છે." તે પછી એક વર્ષની અંદર જ સહજાનંદજી સૌથી નાના હોવા છતાં રામાનંદજીએ તેમને જ આચાર્ય પદ આપ્યું; ને એક વર્ષ પછી રામાનંદજીનો અક્ષરવાસ થયો.

પોતાના હાથમાં આચાર્યપદ આવ્યું એટલે સહજાનંદજીએ સારામાં સારા સાધુઓને જ ધર્મપ્રચાર માટે

રોક્યા. આ કામમાં કુશળ નીવડે એવા સાધુઓને શોધી કાઢવા તેમણે બધા સાધુઓની કસોટી કરી અને એ કસોટીમાંથી જે પાર ઉતર્યા તેમને જ જવાબદારીનું કામ સોંપ્યું. સહજાનંદજીએ પોતાના ધર્મના સિદ્ધાંતોનો પ્રચા નવી રીતે જ કર્યો. એઓ પોતે ગામોગામ ફરતા, જાહે વ્યાખ્યાનો આપતા, જાહેરમાં બધી જાતની ચર્ચા કરતા. ં કોઇ ગમે એવો પ્રશ્ન પૂછે તેનો સંતોષકારક ઉત્તર આપત અને કોઈને કશીય મુશ્કેલી હોય તો તે દૂર કરવામાં એ: પોતાથી બને તે સઘળી મદદ કરતા. પ્રશ્ન પૂછવામાં કોઇ પ્ર જાતનો પ્રતિબંધ એમણે રાખેલો જ નહિ. ગમે તે માણસ ગમે તે પ્રશ્ન એમને પૂછી શકતો. એમનો ઉપદેશ ફક ભણેલા માટે નહોતો કે ઉચ્ચ જ્ઞાતિના મનાતા શિષ્ટ લોક માટે પણ કેવળ નહોતો, પણ સમાજના તદ્દન અભણમ અભણ તેમ જ બુદ્ધિશાળી અને સુશિક્ષિત દરેકને માટે હતો ઉંચામાં ઉંચા બ્રાહ્મણો અને બ્રહ્મચારીઓથી માંડીને તે કાઠે અધમમાં અધમ ગણાતી સ્ત્રીઓ, નીચામાં નીચા મનાત શૂદ્રો, અંત્યજો બધાયને સમજાય એવી સાદી અને સરળ રીતે એઓ દૃષ્ટાન્તો આપી આપીને ધર્મના અને તત્વજ્ઞાનન અઘરામાં અઘરા સિદ્ધાંતો સમજાવતા. એ રીતે એમણે ધર્મને દરેકને આંગણે આણ્યો. શ્રી સહજાનંદજીએ ધર્મનો જે ઉપદેશ કર્યો તે એમના વચનામૃતોમાં સંઘરાયો છે, તેની પર ઊડતી નજર નાખીએ. એમાં બનતા સુધી આપણે સહજાનંદજીની ભાષાનો જ ઉપયોગ કરીશું.

સહજાનંદજીએ એમની શિક્ષાપત્રીમાં પંચાયતદેવની ઉપાસના કરવાનું કહ્યું છતાંયે એઓ પોતે તો શ્રીકૃષ્ણને જ પોતાના ઇષ્ટ દેવ ગણતા. એઓ કહે છે "બીજા અવતારોની પેઠે શ્રીકૃષ્ણભગવાન અવતાર નથી. તે તો અવતારી જ છે, એવા જે શ્રીકૃષ્ણ ભગવાન છે તે આપણા ઇષ્ટદેવ છે, અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર શ્રીમદ્ભાગવતપુરાણના દશમસ્કંધને વિષે સંપૂર્ણ કહ્યાં છે. માટે આપણા ઉદ્ધવસંપ્રદાયને વિષે અમે દશમસ્કંધને અતિશય પ્રમાણ કર્યો છે અને બીજા જે સર્વ અવતાર તે શ્રીકૃષ્ણ ભગવાનના જ છે." શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ કેવું છે તે વિષે એઓ કહે છે કે "એ બે હસ્તવાળા છે. નિરાકાર નથી. સદા સાકાર મૂર્તિ છે. તેને નિરાકાર સમજવા એ જ ભગવાનના આકારનું ખંડન કર્યું કહેવાય છે........ભગવાન પુરુષોત્તમ છે તે તો સદા સાકાર જ છે, ને નિરાકાર નથી. એને જે નિરાકાર કહે છે તે તો સમજતા નથી." શ્રીકૃષ્ણને એઓ નારાયણ, વાસુદેવ, પુરુષોત્તમ, પરમાત્મા, બ્રહ્મ, વિષ્ણુ, વગેરે જૂદે જૂદે નામથી બોલાવે છે, પણ બધાનું સ્વરૂપ એક જ છે એમ એઓ સ્પષ્ટ રીતે જણાવે છે. એમના શ્રીકૃષ્ણ એ કોટિ કોટિ કામદેવ જેવા સુન્દર છે, એમનો વર્ણ નવીનમેઘના જેવો શ્યામ છે, એ પ્રભુ સર્વના નિયંતા છે; એ પ્રત્યેક જીવમાં અન્તર્યામી રૂપે રહ્યા છે, અને એ, જે જીવ જેવાં કર્મ કરે છે તે જીવને તેવાં ફળ આપે છે. એ સર્વ શક્તિમાન છે, એમને વિષે સર્વ કળાઓ છે, એ રસિક પણ છે અને ત્યાગી પણ છે, જ્ઞાની પણ છે અને

રાજાધિરાજ પણ છે, કાયર પણ છે ને શૂરવીરપણ છે, ને અતિશય કૃપાળુ પણ છે ને યોગકળાને વિષે પ્રવીણ પણ છે. એ અતિશય બળીયા પણ છે ને છળીયા પણ છે.'' આવા જે શ્રીકૃષ્ણ તેને મેળવવા એ દરેક માનવીનું ધ્યેય હોવું જોઇએ એમ એઓ કહે છે. શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન ધરવામાં જે આ જગતની વસ્તુઓ આડે આવે છે તે માયા છે. આ માયા પરમાત્મા અને જીવની વચ્ચે આડા પડદા જેવી આવીને ઊભી રહે છે. માયાને સમજાવતાં તથા એને દૂર કરવાનો ઉપદેશ આપતાં શ્રી સહજાનંદજી કહે છે કે "દેહને વિષે અહંબુદ્ધિ, ને દેહ સંબંધી પદાર્થને વિષે મમત્વબુદ્ધિ, એજ માયા છે. એ માયાને ટાળવી. એ માયાને જેણે ટાળી તે માયા તર્યો કહેવાય. અને એ માયાને ટાળીને ભગવાનમાં પ્રીતિ કરવી એ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે." એઓ કહે છે કે આત્મા અને પરમાત્માની વચ્ચે આડી માયા હોવાથી આત્મા પોતે કોણ છે તે જાણી શકતો નથી, તેથી એઓ જીવને–આત્માને અજ્ઞાની કહે છે. એઓ કહે છે "આ દેહમાં રહેનારો જે જીવ છે તે રૂપને જુએ છે અને કુરૂપને જુએ છે, તથા બાળ-યૌવન વૃદ્ધપણાને જુએ છે; એવા અનંત પદાર્થને જુએ છે પણ જોનારો પોતે પોતાને જ જોતો નથી. એ કેવળ બાહ્ય દૃષ્ટિએ કરીને પદાર્થને જોયા કરે છે, પણ પોતે પોતાને નથી જોતો." આ પરથી સાધારણ રીતે આપણને પ્રશ્ન ઉદ્‌ભવે કે કેવી રીતે આત્મા, પરમાત્માને ઓળખી શકે, માયાને દૂર હઠાવી શકે? એના ઉપાયો પણ સ્વામીજીએ દર્શાવ્યા છે. એનો

પ્રથમ ઉપાય આત્મનિષ્ઠા રાખવી એ છે. આત્મનિષ્ઠા રાખવી એટલે પોતે દેહથી ભિન્ન એવો આત્મા છે એમ માનવું. દરેક જણ પોતે એટલે પોતાનું શરીર નહિ પણ, પોતાનો આત્મા એમ માને તો માયા ટળે. શ્રી સહજાનંદજી આ વિષે કહે છે કે "એમ માનવું કે હું (એટલે આત્મા) ચૈતન્ય છું ને દેહ જડ છે, હું શુદ્ધ છું ને દેહ નરકરૂપ છે. હું અવિનાશી છું ને ને દેહ નાશવંત છે. હું આનંદરૂપ છું ને દેહ દુઃખરૂપ છે. એટલે ભક્તે દેહનો મોહ ન રાખવો. એમ સમજવું કે મરશે તો દેહ મરશે પણ હું તો આત્મા છું અને અજર અમર છું માટે મરૂં નહિ." આમ હોવાથી, જેણે આત્માના સ્વરૂપને ઓળખ્યું હોય તેને દેહનો મોહ કે માયા ન હોય, તે સમજાવતાં શ્રી સહજાનંદજી દૃષ્ટાન્ત આપીને કહે છે કે "જીવાત્માને વિષે દેહ તો કેવી રીતે વળગ્યો છે તો જેમ દરજીને ઘેર જઇ ડગલો સીવડાવ્યો ને પહેર્યો ત્યારે તે એમ માને છે કે દરજી તે મારો બાપ ને દરજણ તે મારી મા છે એમ જે માને તે મૂર્ખ કહેવાય; તેમ આ જીવને આ દેહ રૂપ જે ડગલો તે ક્યારેક તો બ્રાહ્મણ ને બ્રાહ્મણી થકી ઉત્પન્ન થાય છે અને ક્યારેક તો નીચ જાતિમાંથી ઉત્પન્ન થાય છે, તથા ચોરાશી લાખ જાતિ થકી દેહ ઉત્પન્ન થાય છે; તે દેહને વિષે પોતાપણું માને, અને દેહનાં માબાપને પોતાનાં માબાપ માને તે મૂર્ખ કહેવાય અને તે પશુ જેવો જાણવો." આમ જ્યારે દેહ અને આત્માને ભિન્નમાની, જીવ પોતાને આત્મારૂપે માને, તો આત્માનું તો કોઇ સગું નથી એની કોઇ જન્મ

ભૂમિ નથી, એટલે દેહના ભોગોમાં સ્વાભાવિક રીતે મન નં રહે, દેહને માટે મમતા ન રહે અને જગતની બધી ચીજો તરફ અણગમો થાય ત્યારે માયા દૂર થાય, ત્યારે ઇન્દ્રિયના ભોગો ભોગવવાની ઇચ્છા થતી નથી, દેહને માટે પ્રીતિ રહેતી નથી, અને એટલું જ નહિ પણ દેહની જોડે જેને જેને સંબંધ હોય તે બધા તરફ અણગમો ઉપજે છે. આમ આત્મનિષ્ઠા રાખવી એ ઇશ્વર મેળવવાનું એક સાધન એમણે માન્યું છે. આ ઉપદેશથી શ્રી સહજાનંદજી બીજી બે વસ્તુઓ સાધી શક્યા. એક તો ઉંચનીચનો ભેદભાવ એઓ સફળ રીતે ટાળી શક્યા. એમણે દરેકને એમ માનતાં શીખવાડયું કે હું એટલે આત્મા, શરીર નહિ. એટલે પછી આગળ વધીને એમણે કહ્યું "આત્મા છે તે બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, કણબી નથી, કોઇનો દીકરો નથી, કોઇનો બાપ નથી, એની કોઇ નાત નથી, જાત નથી એવો છે." આવી આવી દરેકના હૃદયમાં સોંસરી ઉતરી જાય એવી દલીલોથી એમણે હિન્દુઓમાં એક્તા સાધી, ને સમાનતા આણી, બીજું આત્મા તરફ પ્રેમ રાખવાના ઉપદેશથી દેહદમનનો ઉપદેશ અસરકારક નીવડયો. સામાન્ય રીતે આપણી ઇન્દ્રિયોને ભોગ ભોગવવાનું મન થાય, દુનિયાની વસ્તુનોઓ આનંદ લેવા લલચાય, એટલે એમણે ઉપદેશ આપ્યો કે "કામાદિક શત્રુ તો, તો ટળે જો [illegible] પર નિર્દય થકો દંડ દેવાને તત્પર રહે; જેમ ઘ[illegible]

અંતઃકરણ કુમાર્ગે ચાલે તો અંતઃકરણને દંડ દે" એ દંડ-કેવી રીતે દેવાય, ઇન્દ્રિયોને કેવી રીતે જીતાય તેના માર્ગો પણ-એમણે સભાઓમાં બતાવ્યા છે. એમણે કહ્યું છે કે "હંમેશાં ખબરદાર રહે તો ઇન્દ્રિયોને જીતાય. કાનને બીડી દે તો સહેજે શબ્દ સંભળાય નહિ, તેમ જ અયોગ્ય પદાર્થને ત્વચાએ કરીને અડે નહિ તો સહેજે સ્પર્શ જીતાય, તેમજ અયોગ્ય વસ્તુ હોય તેને નેત્રે કરીને જુવે નહિ તો સહેજે રૂપ જીતાય, તેમજ જે જે સ્વાદુ વસ્તુ હોય તેને મેળાવી પાણી નાખીને જમે અને યુક્ત આહાર કરે એટલે સહેજે જ રસના જીતાય, તેમજ અયોગ્ય ગંધ હોય ત્યાં નાકને બીડી દે તો સહેજે ગંધ જીતાય." આમ ઇન્દ્રિયનું દમન, એ માત્ર એઓ ઉપદેશતા જ નહિ પણ, પોતે પણ આચરતા. પોતાને વિષે એમણે એકવાર સભામાં કહ્યું હતું કે "જુઓને મને બાળપણમાં સ્વામી કાર્તિકની પેઠે એવો જ વિચાર ઉપજ્યો કે મારા શરીરમાં માતાનો ભાગ જે રૂધિર અને માંસ તે રહેવા દેવું નથી, માટે ઘણેક પ્રયત્ને કરીને શરીર એવું સૂકવી નાખ્યું જે શરીરમાં કંઇક વાગે તો પાણીનું ટીપું નીસરે, પણ રૂધિર તો નીસરે જ નહિ." બીજી એક સભામાં એમણે ઇન્દ્રિયોનું દમન કેવી રીતે કરવું તેનું પોતાના પરથી જ દૃષ્ટાન્તો આપતાં કહ્યું હતું કે "અમે મનને કહ્યું જે તારૂં રૂપ જેવું છે તેવું હું જાણું છું; જો ભગવાન વિના બીજા પદાર્થનો ઘાટ ઘડ્યો તો તારા ભુક્કા કરી નાખીશ; તેમજ બુદ્ધિને કહ્યું જે ભગવાન વિના બીજો નિશ્ચય કર્યો તો તારી વાત છે; તેમજ

ચિત્તને કહ્યું જે ભગવાન વિના બીજું ચિંતવન કર્યું તો તારા પણ ભુક્કા કરી નાખીશ, તેમજ અહંકારને કહ્યું જે ભગવાનના દાસપણા વિના બીજું અભિમાન ધર્યું તો તારો નાશ કરી નાખીશ." આ પરથી સહજાનંદજીએ સખ્ત અને કડક નિયમો શા માટે ઘડેલા તે સમજાશે. વળી જે માનવી પોતાને આત્મા માને, અને પોતે શરીરથી જુદો છે એમ માને તેને આવા દેહદમનના નિયમો આકરા કે અસહ્ય લાગતા નથી.

માયાને ટાળવાનો અને ઇશ્વરને મેળવવાનો શ્રી સહજાનંદજીએ બતાવેલો બીજો માર્ગ તે **ઇશ્વર પ્રત્યેની પ્રીતિ છે.** વ્રજની ગોપીઓ જેવી પ્રીતિ કૃષ્ણ ભગવાન પ્રત્યે રાખતી, તેવી પ્રીતિ ઇશ્વર પ્રત્યે રાખવાથી દેહની માયા વળગેલી રહેતી નથી. સ્વામીજીએ વારંવાર કહ્યું છે કે "પતિવ્રતા સ્ત્રી જેવી રીતે પતિમાં લીન થાય–પોતાની જાતને પતિને સમર્પી દે–તવી રીતે ભક્તે પતિવ્રતા સ્ત્રીની જેમ જ પોતાની જાતને ભગવાનને સમર્પી દેવી. સઘળી ઇન્દ્રિયોને પણ પ્રભુની તરફ જ વાળવી. આ માટે સ્વામીજીના જ શબ્દો જોઇએ" "એક ભગવાનને શબ્દે કરીને જ સુખ માનવું. એવી જાતનો ભક્ત તેજ ખરો ભક્ત છે. અને જેમ શબ્દ તેમ સ્પર્શ પણ એ એક ભગવાનનો જ ઇચ્છે અને અન્ય સ્પર્શને તો કાળો નાગ તથા બળતો અગ્નિ તે જેવો જાણે ત્યારે તે રસિક ભક્ત સાચો; તેમજ રૂપ પણ ભગવાનનું જોઇને પરમ આનંદ પામે અને બીજા રૂપને તે જેવો નરકનો ઢગલો તથા સડેલ કુતરૂં તેવું જાણે એ રસિક ભક્ત સાચો; તેમજ

રસ પણ ભગવવાનના મહાપ્રસાદનો હોય તેણે કરીને પરમ આનંદ પામે પણ બીજા જે નાના પ્રકારના રસ તેને સ્વાદે કરીને આનંદને ન પામે તે રસિક ભક્ત સાચો. તેમજ ભગવાનને ચઢયાં એવાં તુળશી પુષ્પહાર તથા નાના પ્રકારની સુગંધિએ યુક્ત એવાં અત્તરચંદનાદિક તેની સુગંધિને ગ્રહણ કરીને પરમઆનંદ પામે પણ અન્ય કોઇ વિષયી જીવે દેહે અત્તરચંદનાદિક ચર્ચ્યાં હોય અથવા પુષ્પના હાર પહેર્યા હોય તેના સુગંધને પામી રાજી ન જ થાય." આ જાતની ઇશ્વરભક્તિ તેને સહજાનંદજીએ એકાંતિકભક્તિ કહી છે.

આત્મા પ્રત્યે પ્રીતિ ને એકાંતિક ભક્તિ એ ઉપરાંત આત્માને ઓળખવાનું ત્રીજું સાધન તે વૈરાગ્ય છે. એકવાર ભગવાન તરફ પતિવ્રતા સ્ત્રી જેવી પ્રીતિ થઇ પછી આ જગતની કોઇ પણ ચીજનો મોહ રહેતો નથી; કોઇ પણ ચીજ ભોગવવાનું મન થતું નથી. કારણ, પછી આ જગતની સર્વે વસ્તુઓ તુચ્છ લાગે છે. એ વિષે દૃષ્ટાન્ત આપતાં શ્રી સહજાનંદજી કહે છે " જેમ ત્રાંબાનો પૈસો કોઇ પુરુષના હાથમાં હોય અને તેને જ્યારે તે પૈસા માટે કોઇ સોના મોહોર આપે ત્યારે ત્રાંબાના પૈસામાંથી હેત ઉતરી જાય છે, એવી રીતે જ્યારે ભગવાન સંબંધી સુખમાં દૃષ્ટિ પહોંચે ત્યારે જેટલું માયિક સુખ છે તે સર્વ થકી વૈરાગ્ય પામે છે. એક વાર વૈરાગ્ય ઉપજ્યો કે સંસારની સર્વ વસ્તુઓ તરફ મન ઉદાસ રહે છે, આ જગતની કોઇ પણ વસ્તુ ગમતી નથી. જેમ મનુષ્યને સુવાટાણે પથારી પર સૂવાડયો હોય ત્યારે તે

મનુષ્યમાંથી સૌને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે. અને તે મરનારાને પણ સંસાર થકી મન ઉદાસ થઈ જાય છે અને જેટલું માયિક પદાર્થ માત્ર છે તે સર્વે નાશવંત ને તુચ્છ સરખું જણાયા કરે છે, તેમ અમને પોતાની દોરતું અને બીજાની દોરતું અંત અવસ્થા જેવું સદા વર્તે છે.” એવું સહજાનંદજી કહે છે. એક બીજું દૃષ્ટાન્ત લઈએ તો “જેમ કોઈ મોટા રાજા હોય અને તેને એક જ દીકરો હોય અને તે રાજા સાઠ--સિત્તેર વર્ષનો થાય ને પછી તેનો દીકરો મરી જાય ત્યારે તે રાજાનું મન સર્વ પદાર્થમાંથી ઉદાસ થઈ જાય તેવું હંમેશાં સંસારથી ભક્તનું મન ઉદાસ હોવું જોઈએ.” આ જાતની ઉદાસીનતા તે વૈરાગ્યની નિશાની છે. આ વૈરાગ્ય પછી માયાને ટાળવાનું ચોથું સાધન તે ધર્મ. શાસ્ત્રે જે ધર્મ કહ્યા હોય તે ધર્મ પોત પોતાની જાતિ અને વર્ણઅનુસાર દરેક જણ પાળે તો એથી પણ માયા દૂર થઈ શકે.

આમ આત્મા પ્રત્યેની પ્રીતિ, એકાંતિક ભક્તિ, વૈરાગ્ય, અને સ્વધર્મ, એ ચારે સાધનો એક સામટાં જ માનવીને ઉચ્ચ જીવન તરફ લઈ જાય છે. એમાંથી માત્ર એક જ સાધન લઈએ તો માનવીની ઉન્નતિ માટે એ કામ આવતું નથી. સ્વામીજીએ પોતાના અનુયાયીઓને કહ્યું છે કે “ આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઇચ્છતો એવો ભક્તજન તેને એકલી આત્મનિષ્ઠાએ કરીને જ પોતાનું આત્યંતિક કલ્યાણ રૂપ કાર્ય સરતું નથી, તથા એકલી પ્રીતિ જે પ્રેમે સહિત નવ પ્રકારની ભક્તિ કરવી તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી,

તથા એકલો જે સ્વધર્મ તેણે કરીને પણ તે કાર્ય સરતું નથી. તે માટે એ આત્માનિષ્ઠા આદિક ચારે ગુણ તે સિદ્ધ કરવા."

ઉપર જણાવ્યાં તે ચારે સાધનોનો એક સાથે ઉપયોગ કરવાથી ભક્તનો મોક્ષ થાય છે. મોક્ષને સમજાવતાં સ્વામીજી કહે છે. "એકાંતિક ભક્ત જ્યારે દેહ મૂકે ત્યારે તેનો શ્રીકૃષ્ણ ભગવાનને વિષે પ્રવેશ થાય છે, તે જેમ અતિશયકામી હોય તેનો મનગમતી સ્ત્રીમાં પ્રવેશ થાય છે. ને જેમ ઘણીક દોલતવાળો હોય અને તે વાંઝિયો હોય ને તેને દીકરો આવે તો તેનો દીકરામાં પ્રવેશ થાય છે તેવી રીતે તેનો (ભક્તનો) વાસુદેવમાં પ્રવેશ થાય છે. પણ જેમ જળમાં જળ મળી જાય છે અને અગ્નિમાં અગ્નિ મળી જાય છે તેમ પ્રવેસ નથી થતો." શ્રી સહજાનંદજી માને છે કે મોક્ષ થાય, એટલે મનુષ્યને ભાગવતીતનુવાળા થઇ દિવ્ય દેહે ઇશ્વરની સેવા કરવાનો અધિકાર મળે.

ઉપર પ્રમાણે ટૂંકામાં શ્રી. સહજાનંદસ્વામીએ ઉપદેશેલી ફિલસૂફી છે. સામાન્યમાં સામાન્ય માનવીને સમજાય એવી રીતે, રોજના જીવનમાંથી દૃષ્ટાન્તો આપી, એમણે ગહન સિદ્ધાન્તોને સમજાવ્યા છે. સ્વામિનારાયણ સંપ્રદાયનો હેતુ માનવીને દેહની માયા ભૂલાવીને આત્માને ઓળખતો કરવાનો છે. મનુષ્યને શરીરનો મોહ ન રહે, સંસારના આનંદ તરફ અણગમો છૂટે તે માટે સહજાનંદજીએ કડક નિયમો યોજ્યા હતા. એ નિયમો 'પ્રકરણ'ના નામથી ઓળખાતા.

તે નિયમો સામાન્ય મનુષ્યો માટે નહિ પણ સંપ્રદાયના સાધુઓ માટે હતા. સામાન્ય માણસ માટે તો ચોરી ન કરવી, દારૂ, ભાંગ, ગાંજો, વગેરે વ્યસનો છોડવાં, સંયમ પાળવો, એવા, સાદાં નિયમો જ એમણે ઉપદેશ્યા હતા.

એમની ધર્માચાર્ય તરીકેની બીજી એક વિશેષતા એ હતી કે એઓ પોતે પણ એમણે જે ઉપદેશ આપ્યો હોય તે પ્રમાણે જ વર્તન રાખતા. એમનો ઉપદેશ ખાલી આપવા ખાતર જ અપાયલો પોથીમાનાં રીંગણાં જેવો નહોતો, પણ અનુભવની વસ્તુ હતી. એમણે આ વિષે સ્પષ્ટ રીતે કહેલું છે કે " આ વાત અમે કરીએ છીએ તે કાંઇ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા, તથા સિદ્ધાઈ જણાવવા સારૂ નથી કરતા. આ તો અમારી અજમાવેલ વાત છે. અને જેમ અમે વર્તીએછીએ તેમ વાત કરીએ છીએ. " આમ હોવાથી જ એમની વાણી સીધી હૃદયમાંથી જ ઉતરી આવતી, ને લોકોને એમના વચનોમાં તરત જ શ્રદ્ધા બેસતી. આ પરથી સાબીત થશે કે સહજાનંદસ્વામીએ એવો ધર્મ નથી ઉપદેશ્યો કે જે કાગળ પર જ શોભે અને પાળવામાં ઘણો કઠણ હોય. એમણે તો સહેલામાં સહેલા માર્ગે મનુષ્યનું અજ્ઞાન દૂર કરી તેને અધમતાના માર્ગમાંથી ખસેડી તેનો વિકાસ સાધવાનો સફળ પ્રયત્ન કર્યો. એમનો ઉપદેશ, એમની ધર્મની ભાવના કેવી હતી તે સ્વામિનારાયણ સંપ્રદાયની સાયંપ્રાર્થનામાંના નીચેના નિત્યપાઠથી સમજાશે. એ હિન્દીમાં છે પણ હિન્દી દરેકને સહેલાઇથી સમજાય એવી સરળ છે.

"હિંસા ન કરની જંતકી, પરત્રિયાસંગ કો ત્યાગ;
માંસ ન ખાવત, મદ્ય કૂં પીવત નહીં બડભાગ.

વિધવા કૂં સ્પર્શત નહીં, કરત ન આત્મઘાત;
ચોરી ન કરની કાહુકી, કલંક ન કોઇકું લગાત.

નિંદત નહીં કોય દેવકો, બિનખપતો નહીં ખાત;
વિમુખ જીવ કે વદન સે કથા સુની નહીં જાત.

યહ વિધિ ધર્મકે નિયમ મેં, બરતો સબ હરિદાસ;
ભજો શ્રીસહજાનંદપદ છોડી ઔર સબ આશ."

આવા સાદા ધર્મના નિયમો હતા. છતાં સ્વામીજી વ્યવહારુ હોવાથી એમણે જોયું કે આમાં પણ કેટલાકથી ભૂલો થવાની, તેથી એવી ભૂલો માટે સહેલાઇથી પાળી શકાય અને આકરાં ન લાગે એવાં પ્રાયશ્ચિત્તો એમણે યોજ્યાં જેવાં કે ચાંદ્રાયણ વ્રત કરવું, ઉપવાસ કરવા ઇત્યાદિ.

આચાર્ય તરીકે એમણે મોટામા મોટું કામ મંદિરો સ્થાપવાનું કર્યું. જૂનાં મંદિરોની બદીઓ ન પેસે તેની કાળજી રાખી નવાં મંદિરો સ્થાપ્યાં, જ્યાં પોતે ઉપદેશેલા ધર્મનું આચરણ થઇ શકે, જ્યાં ધર્મોપદેશની અને કીર્તનની સાથે, અન્નદાન, વગેરે કાર્ય પણ થઇ શકે. એમનું બીજું મહાન કાર્ય તે હિન્દુધર્મના વિસ્તારનું. અ-હિન્દુઓને પણ એમણે ઉપદેશ આપી, તેમને ધર્મદીક્ષા આપી, ધર્મનો વિસ્તાર કર્યો.

આ પ્રમાણે રામાનંદસ્વામીએ સોંપેલું આચાર્યપદ સહજાનંદસ્વામીએ અનેક રીતે સાર્થક કર્યું. પ્રથમ એમણે ભોગને નહિ પણ વૈરાગ્યને પ્રથમ સ્થાન આપ્યું. એમણે સંપ્રદાયનો નાનો વાડો ન બાંધતાં ધર્મને દરેકનો બનાવ્યો. રામાનંદસ્વામીએ મુક્તાનંદસ્વામીને કહેલું કે સહજાનંદજી મારાથી પણ મોટા થશે, એ વચન એમણે સાચું ઠેરવી બતાવ્યું.

## પ્રકરણ ૯ મું

### સાહિત્યપ્રેરક

શ્રી. સહજાનંદજીએ માત્ર લોકોની સેવા જ કરી નથી, કે ધર્મનો ઉપદેશ જ આપ્યા કર્યો નથી પણ એમણે નવા સાહિત્યને પણ જન્માવ્યું છે. એમણે પ્રેમાનંદની જેમ કે નરસિંહ મહેતાની જેમ, કવિતા રચી નથી કે, ગુજરાતી સાહિત્યમાં અમર ગણાય એવું પુસ્તક પણ લખ્યું નથી. પરન્તુ જેવી રીતે મહાત્માગાંધીએ, આપણા જીવનમાં, આપણા વિચારમાં, આપણી ભાવનામાં, પલ્ટો આણ્યો, આપણી રહેણીકરણીમાં પરિવર્તન આણ્યું, અને તેથી નવું સાહિત્ય રચાયું, તેવી જ રીતે શ્રી. સહજાનંદજીએ પોતે સાહિત્ય ન રચ્યું હોવા છતાં, પ્રેમાનદસ્વામી, મુક્તાનદસ્વામી, બ્રહ્માનંદસ્વામી વગેરે લેખકોને, જ્ઞાનનાં, વૈરાગ્યનાં, કૃષ્ણ-પ્રેમનાં, સુન્દર પદો લખવાની પ્રેરણા આપી. એમની સૂચનાથી અને આજ્ઞાથી એ કવિઓ કાવ્યો રચતા લગ્નમા ગદાં ગીતો ગવાતાં હતાં તેનું સ્થાન લઇ શકે, એવા ગીતો લખવા એમણે બ્રહ્માનદજી તથા મુક્તાનંદજીને આજ્ઞા કરેલી, ને એમણે રૂક્મિણી, રાધા, સીતા, વગેરેના વિવાહના ગીતો લખાવેલાં તે આપણે આગળ જોઇ ગયા. પણ સહજાનંદજી આટલા કડક હોવા છતા, એટલા પ્રેમાળ, અને લાગણીપ્રધાન હતા કે,

એમની પ્રત્યે એમના બધા શિષ્યોને અપરંપાર લાગણી હતી, અને તેથી જ સહજાનંદજીની લીલાનાં, એમના અંતર્ધાનથી ઉપજેલા વિરહનાં, કરુણ પદો લખાયાં છે. એઓ સહજાનંદજીને પ્રભુ તુલ્ય માનતા, અને તેથી જ એમની લીલા સુન્દર પદોમાં પ્રેમમય વાણીમાં આલેખી છે. આ સ્વામિનારાયણી કવિઓનું એટલું જોર હતું કે એ જમાનાના શ્રેષ્ઠ કવિઓ, સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુસંતો જ છે. એ કવિઓની બધી જ કવિતાનો પ્રેરણા સહજાનંદજી તરફથી મળેલી છે. સહજાનંદજીના સમયમાં ઉપદેશ, સ્તોત્રો, એ બધું સંસ્કૃતમાં જ હતું, તે પ્રથાને નાબુદ કરીને, એમણે બધા શિષ્યોને ગુજરાતી ભાષામાં જં બધું લખવાની આજ્ઞા કરીને ગુજરાતી ગદ્ય (વચનામૃતોદ્વારા) અને પદ્યસાહિત્યમાં વૃદ્ધિ કરી. એમના ઉપદેશનો તથા એમણે ભરી સભામાં કરેલી ચર્ચાઓનો બધા શાસ્ત્રોનો સાર જેમાં સમાયલો છે એવો, અને જેને શ્રી. કિશોરલાલ મશરૂવાળા ગુજરાતીભાષાનો એક શ્રેષ્ઠ ગ્રન્થ ગણે છે તે ગ્રન્થ '**વચનામૃત**' ગુજરાતીમાં જ છે. આમ એમણે સંસ્કૃતનું સ્થાન ગુજરાતીને સોંપ્યું, એ સાહિત્ય સેવા પણ કંઇ જેવી તેવી ન કહેવાય. સહજાનંદજીએ જાતે જે સાહિત્ય રચ્યું છે તેમાં એમનાં વચનામૃતો તથા પત્રો છે. એમની આજ્ઞાઓ એઓ પત્રદ્વારા જ પાઠવતા, એટલે સાધારણ રીતે એમની પત્રસંખ્યા પણ એમના ઉપદેશો જેટલી મોટી છે. એમના પત્રો વાંચતાં આપણને તે કાળની પત્રો લખવાની રીતિની માહિતી મળે છે. શ્રી. સહજાનંદજી મૂળ-

ગુજરાતી ન હોવાથી એમના શરૂઆતના પત્રોમાં જે ભાષા છે તે હિન્દી મિશ્રિત છે, પણ, પછીના પત્રોમાં તો શુદ્ધ ગુજરાતી કહી શકાય તેવી ભાષા છે. જો કે, ભાષા ઓછી સફાઇવાળી છે, પણ છેક છેવટની એમની ભાષા બરાબર ઘડાયલી, ને રોચક છે. ત્રણે પ્રકારનાં દૃષ્ટાન્ત લઇએ. શ્રી. સહજાનંદજી જેવા લોજ ગામમાં આવ્યા, ત્યારે, એમણે રામાનંદસ્વામીને જે પત્ર લખ્યો હતો તે નીચે મુજબ છે. "સ્વસ્તિ શ્રી. ભુજનગર મહા શુભસ્થાને, બિરાજમાન સ્વામીશ્રી રામાનંદજીરૂપી સુરજ ઉદય ભયા હે. વાકી સેવામેં ગામ લોજસે સેવક બ્રહ્મચારી નીલકંઠજી સરજુદાસજીકે દંડવત પ્રણામ વાંચોગે. વિશેષ લખવા કારજ યેં હે કે હમ ઇશ્વિરેચ્છાસે ચારો ધામ કરકે અરૂ દેશમેં આયા હે. ત્યાં તુમારા નામ સુનાકે પશ્ચિમ દેશમેં જીવન મુક્ત પ્રગટ હૈ. ફીર બનમેં ગોપાલ જોગી પાસ રહકે અષ્ટાંગ યોગ સિદ્ધ કિયો હે. ઉસ બખતમેં યહ જોગીને કહાથા કે ગિરનારની છાંય મેં સિદ્ધ મિલેંગે. ફિર વાયુ ભક્ષ્યા કરકે બહુ દિન રહે હે, પરન્તુ પ્રગટ કૃષ્ણ કે દરશન ન હુવે....જેસે ચકોર ચંદકું ચહત હે, તેસે હમ તુમારે દરસન કું ચહતે હે. તો તુરત દરશન દે હો. નહિ તો તુમારી સેવામેં આવેગે. સંવત ૧૮૫૬ ફાલ્ગુન વદી ૫ લીખ્યો હે. તુરત બાંચકે કરુણાદૃષ્ટિ કરોગે. નહિ તો નહિ રહેવે. શ્રી. શ્રી. શ્રી. શ્રી. શ્રી. શ્રી. રામાનંદજીકુ પહોંચે." આમાં ભાષા હિન્દી છે પરન્તુ વચ્ચે વચ્ચે ગુજરાતી પ્રયોગો પણ છે. એમાં એમને જે કહેવું છે તે ભાષા શુદ્ધ ન હોવા છતાં એઓ સ્પષ્ટ રીતે

કહી શકયા છે. હવે થોડાં વર્ષ ગુજરાતમાં રહીને પછી એમણે લખેલો બીજો એક પત્ર જોઇએ. " સ્વસ્તિશ્રી પરમહંસ મંડળ મહાશુભસ્થાને પૂજ્યારાધે ઉત્તમોત્તમ પરમપૂજ્ય અર્ચનીય સકળશુભગુણનિધાન સર્વશુભોપમાયોગ્ય ભાઇશ્રી સ્વયં-પ્રકાશાનંદજીસ્વામી તથા સમસ્ત પરમહંસ એતાનશ્રી અનિર્દેશથી લિખાવંત સ્વામીશ્રી. સહજાનંદજીના જય સચ્ચિદાનંદ વાંચજો. બીજું લખવા કારણ એમ છે જે, જે પરમહંસને પોતાના મનમાં જાગ્રતઅવસ્થાને વિષે કામ ક્રોધાદિકના અતિશય સંકલ્પ ઉત્પન્ન થાય તે પરમહંસે એમ વિચાર કરવો જે દેહ ને સંકલ્પ હું નહિ; હું તો એનો દ્રષ્ટા છું. ......હે પરમહંસો ! ભોગરૂપ જે સર્પ છે તેને રહ્યાનું સ્થાનક દર્પરૂપ રાફડો છે, અને વિષય રૂપ પવનનો આહાર કરતો થકો તે સર્પ કે દા'ડે નથી ધરાતો. અને વળી મોહ રૂપ જે ઉન્મત્ત હાથી છે તેને રહ્યાનું સ્થાન આ દ્રવ્યરૂપ પર્વતનું વન છે. અને શુભ ગુણરૂપ જે સુરજમુખી કમળ છે, તેની એ દ્રવ્ય રાત્રી છે "–ઇત્યાદિ આમાં લાંબાં લાંબાં વિશેષણો ને અટપટાં લાંબાં વાકયો છે અને ભાષા પણ ઘડાયલી નથી. જે વસ્તુ ટૂંકાણમાં કહી શકાય તે સારી પેઠે લંબાવી છે, તેથી ગૂંચવાડો ઉત્પન્ન થાય છે. હવે ત્રીજો ૧૮૭૮ નો પત્ર કે જેમાં એમની શૈલી ઘડાયલી છે અને ગુજરાતી ભાષા પર એમણે પૂરો કાબુ મેળવ્યો છે તે જોઇએ. " લિખાવંત સ્વામી સહજાનંદજી મહારાજના સર્વ પરમહંસ તથા સર્વ સત્સંગી ભાઇ બાઇ નારાયણ વાંચજો. બીજું અમારી આજ્ઞા

એમ છે જે શ્રી કૃષ્ણનારાયણ એવા શ્રી પુરુષોત્તમ ભગવાન તેના જે અવતાર તે ધર્મના સ્થાપનને અર્થે તથા બ્રહ્મચર્ય અહિંસાદિક ધર્મ, આત્મનિષ્ઠા, વૈરાગ્ય અને માહાત્મ્યે સહિત ભક્તિ એ ચાર ગુણે સંપન્ન એવા જે પોતાના એકાંતિકભક્ત તેને દર્શન દેવાને અર્થે ને તેમની રક્ષા કરવાને અર્થે તથા અધર્મનો ઉચ્છેદ કરવાને અર્થે, દેવ મનુષ્યાદિકને વિષે થાય છે, તે અવતારને વિષે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી. જેમ સીતાજીને શ્રીરામચન્દ્રને વિષે નિર્દોષપણે નિષ્ઠા હતી તેમ નિષ્ઠા રાખવી....બીજું આ જે અમારી આજ્ઞા છે તેને જે પુરુષ દૃઢપણે પાળશે તેને શ્રી કૃષ્ણનારાયણને વિષે નારદના જેવી દૃઢ ભક્તિ થશે. સંવત ૧૮૭૮ ના માગશર વદી ૧૪ ને દિવસે લખ્યો છે." આમાં વાક્યો સુદાસર છે, વિશેષ લાંબાં નથી, અને લખાણ આગળના પત્રના જેવું અટપટું પણ નથી. આ એમનો ધીમે ધીમે કેવો વિકાસ થયો તે સૂચવે છે. જો કે આ ત્રણે પત્રો પરથી તે સમયની કાગળ લખવાની ઢબ કેવી હતી તે જણાય છે. ત્રણે પત્રોની શરૂઆત જૂદી જૂદી રીતે થઇ છે. એટલે તે વખતમાં આ બધા પત્ર લખવાના પ્રકારો પ્રચલિત હશે એમ કહી શકાય. વિશેષ ખૂબી તો એ છે કે જ્યારે ગુજરાતી ગદ્ય બિલકુલ ઘડાયું નહોતું, ત્યારે એમનું વચનામૃત અને એમના પત્રો આવી શિષ્ટ અને ઋજુ ભાષામાં લખાયાં છે. એમનું લખાણ, એમની વાણી અસરકારક છે કારણ કે એ સીધી હૃદયમાંથી ઉતરી આવે છે. અને એથી એમના લખાણમાં જુસ્સો આવે

છે, વેગ આવે છે. એમના ગદ્યની આ શક્તિ દર્શાવતું એક દૃષ્ટાન્ત લઈએઃ–" આ વાત અમે કરીએ છીએ તે કાંઈ બુદ્ધિની કલ્પનાએ નથી કરતા તથા સિદ્ધાઈ જણાવવા સારૂ નથી કરતા, આ તો અમારી અજમાવેલ વાત છે. અને જેમ અમે વર્તીએ છીએ તેમ વાત કરીએ છીએ, કેમ કે અમારે સ્રી ધનાદિક પદાર્થનો ભારે યોગ છે, તથા પંચવિષયનો ભારે યોગ છે, તથા સુરત, અમદાવાદ, વડોદરા, વડતાલે જઈએ છીએ ત્યારે હજારો માણસ ભેગાં થાય છે, ને તે માને છે તથા વાજતે ગાજતે અતિ સન્માન કરી પધરાવે છે, તથા ત્યાં ત્યાં ભારે ભારે જાયગાઓ જોવામાં આવે છે, તથા ભારે વસ્ર વાહનાદિકનો યોગ થાય છે. એ સર્વે છે તથાપિ જ્યારે પોતાના આત્મા સામી દૃષ્ટિ કરીએ છીએ ત્યારે એ સર્વેનું અતિ તુચ્છપણું થઈ જાય છે, ને એમાં કોઈ ઠેકાણે બંધાઈ જવાતું નથી." આ ભાષા કેટલી સરળ ને અસરકારક છે!

આ બધાં લખાણો પરથી શ્રી સહજાનંદજીનો ગુજરાતી ગદ્ય રચનામાં કેવો ફાળો હતો તે જણાશે. એમની જ પ્રેરણાથી સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓએ લખેલાં થોડાં સુંદર કાવ્યોના નમૂના નીચે આપ્યા છે, તે પરથી એમણે મધ્યકાળના સાહિત્યના ઘડતરમાં કેવો ફાળો આપ્યો હતો તેનો ખ્યાલ આવશે.

બ્રહ્માનંદની નીચેની કવિતામાં જીવને ઈશ્વરની ભક્તિ કરવાનું કહ્યું છે, અને ઈશ્વરને મેળવવા માટે દેહનો ભોગ આપવા રહેવું જોઈએ તે જુસ્સાવાળી ભાષામાં જણાવ્યું છે.

રે શિર સાટે નટવરને વરિયે,
રે પાછાં તે પગલાં નવ ભરીયે.

રે અંતરદષ્ટિ કરી ખોળ્યું,
રે ડહાપણ આપણું નવ ડહોળ્યું
રે હરિ સારુ માથું ધોળ્યું; રે શિર૦

રે સમજ્યા વિના નવ નિસરીયે,
રે રણમધ્યે જઇને નવ ડરિયે
ત્યાં મુખ પાણી રાખી મરીયે; રે શિર૦

રે પ્રથમ ચડે શૂરો થઇને,
રે ભાગે પાછો રણમાં જઇને
તે શું જીવે ભૂંડું મુખ લઇને; રે શિર૦

રે પહેલું જ મનમાં ત્રેવડિયે,
રે હોડે હોડે યુદ્ધે નવ ચડિયે
જો ચડિયે તો કટકા થઇ પડિયે; રે શિર૦

રે રંગસહિત હરિને રટિયે,
રે હાક વાગે પાછા નવ હઠિયે
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટિયે; રે શિર૦

આની વાણી એ વીરની વાણી છે. હરિને ભજવું એ યુદ્ધમાં જવા જેવું શૂરાતનનું કામ છે, એ સરસ રીતે અહિં દર્શાવ્યું છે.

બીજું પ્રેમાનંદસ્વામીનું સહજાનંદના વિરહનું પદ લઇએ. એમાં કવિએ સહજાનંદજીનાં સ્મરણો આલેખ્યાં છે.

સજની નીમખ ન વિસરે નાથજી રે,
નિત્ય નવા તરુણપણાના ખેલ;
આ ઓસરીયે આવી બેસતા રે,
આ ઢોલિડે નટવર છેલ. સજની૦

આ તકીયો તે વાંસે મેલતા રે,
આ માળા ફેરવતા શ્યામ;
ગાતા ગોઠિડાના સાથમાં રે,
ઘેરે સાદે પુરણ કામ. સજની૦

આ મોજડીયું વહાલો પહેરતા રે,
આ છડી લેતા કરવર માંય;
આ પાદુકા પહેરી આવતા રે,
મારે મંદિર મુનિના રાય સજની૦

આ ફળીયામાં ઘોડી ફેરવતા રે,
માણકી મતવાલી મહારાજ;

સંતની સભા કરી ત્યાં બેસતા રે,
શ્રી હરિ સુરવરમુનિશિરતાજ. સજની૦

કીરતન મુનિવરને ગવરાવતા રે,
ભેળાં ગાતા શ્રીવૃજચંદ
એવા ધર્મકુંવર હરિ ઉપરે રે,
તનમન વારી પ્રેમાનંદ. સજની૦

કહે છે કે સુરતમાં આ ગરબી, પ્રેમાનંદસ્વામીએ જ્યારે ગાઈ ત્યારે શ્રોતાઓની આંખમાંથી આંસુ વહ્યાં હતાં.

હવે ત્રીજું એક વૈરાગ્યનું પદ લઈએ. એ કાવ્ય શરીરનો મોહ છોડવવા લખ્યું છે. એટલે શરીર કેવું ભૂડું છે તે એમાં સચોટ રીતે દર્શાવ્યું છે.

તનડાની મમતા તું તજજે રે,
કે રૂડા રઘુવીરને ભજજે રે.

વિચારી જો આ કાયા તારી રે,
રે એમાં કઈ વસ્તુ સારી રે.

રૂધિર ને માંસ ભર્યું સારે રે,
કે મલ ને મૂત્ર ઝરે બારે રે.

અંતરમાં જોજે તું ઊંડું રે,
કીડા ને પાચતણું કુંડું રે.

ઉપરથી ચામ મઢ્યું આળું રે,
કે તેને માનેછે રૂપાળું રે.

બ્રહ્માનંદ કહે તન છે ખોટું રે,
લેને તું હરિશરણું મોટું રે.

આ રીતે સહજાનંદજીએ ગદ્ય લખ્યું ને પદ્ય લખવાની પ્રેરણા આપી, એટલું જ નહિ પણ જેઓ સાહિત્ય રચી શકે એવા હતા તેમને તે રચવાની આજ્ઞા કરી. બ્રહ્માનંદ, દેવાનંદ, નિષ્કુલાનંદ, પ્રેમાનંદ, મંજુકેશાનંદ, મુક્તાનંદ, એ છ સ્વામિનારાયણ સંપ્રદાયના જાણીતા, અને લોકપ્રિય કવિ હતા. આમાંના કેટલાક કવિઓ તો પ્રથમ પંક્તિના કવિઓ કહી શકાય એમ શ્રી. મશરૂવાળા કહે છે. અને આટલી સુંદર કવિતા જેણે રચાવી, તેને સાહિત્યપ્રેરક નામ આપવું જ પડે ને ?

## પ્રકરણ ૭ મું

### વ્યક્તિત્વ

સ્વામીજીને જૂદા જૂદા સ્વરૂપે જોયા પછી હવે એ માનવી તરીકે કેવા હતા, વ્યક્તિ તરીકે કેવા હતા તે જોઈએ; અને તે જાણવા, એમનું ન્હાનપણનું જીવન ટૂંકામાં જોવું આવશ્યક છે.

શ્રી સહજાનંદસ્વામીના પિતાનું નામ હરિપ્રસાદ પાંડે ને માતાનું નામ પ્રેમવતી. ઉત્તરહિન્દમાં અયોધ્યા પાસે છપૈયા ગામમાં એ રહેતા, એ બન્ને જબરા કૃષ્ણ ભકત હતા. અને એમની ભક્તિને લીધે જ એઓ ધર્મ અને ભક્તિ એ નામથી ઓળખાતા. એમની આર્થિક સ્થિતિ બહુ સારી નહિ, અને ગામમાં લોકોની પજવણી બહુ, એટલે કંટાળી, એમના મોટા છોકરા રામપ્રતાપને એના મામાને સોંપી બન્ને જણ જાત્રાએ ઉપડયા. રસ્તામાં એમને રામાનંદ નામના મહાન સાધુનો મેળાપ થયો, ને ત્યાંથી એ લોકો પાછા છપૈયા આવ્યા. ત્યાર પછી. સંવત્ ૧૮૩૭ ની ચૈત્ર સુદ નવમીને દિવસે–રામનવમીની રાત્રે ૧૦ વાગે પ્રેમવતીને પુત્રનો જન્મ થયો. આ પુત્ર તે જ સહજાનંદસ્વામી. આમ સહજાનંદજી ભગવાન રામચન્દ્ર જે દિવસે જન્મ્યા તે જ શુભ દિવસે જન્મ્યા. એ બાળકનું માતાપિતાએ ઘનશ્યામ નામ પાડયું.

ત્યાંથી પાછા ઉત્તર તરફ વળ્યા ને પંઢરપુર, નાશક, વગેરે સ્થળોએ ફરતા ફરતા સંવત્ ૧૮૫૬ ના શ્રાવણ મહિનાની વદ ૬ એ કાઠીઆવાડના લોજ ગામમાં આવી પહોંચ્યા. આ પ્રવાસમાં એમણે સાત વર્ષ ગાળેલાં. આ સાત વર્ષ દરમ્યાન કેટલીકવાર તો ચાર'ચાર, પાંચ' પાંચ દિવસ સુધી એમને અન્ન ન મળતું પણ એની એમને પરવા ન્હોતી. એઓ એ વિષે કહે છે કે " અને જ્યારે અમે ઘર થકી'નીસર્યા ત્યારે તો વસ્ત્ર રાખવું પણ ગમતું નહિ. અને વનમાં જ રહેવું ગમતુ અને બીક તો લેશમાત્ર લાગતી જ નહિ. વનને વિષે મોટા મોટા સર્પ, સિંહ, હાથી ઇત્યાદિક દીઠામાં આવ્યા પણ કોઇ પ્રકારે હૈયામાં મરવાની તો બીક લાગતી જ નહિ. એવી રીતે મહાવનને વિષે સદા નિર્ભય રહેતા, "

આ પછી એમણે ગુજરાતમાં આવી જે કાર્ય કર્યું તે વિષે તો આપણે આગળ પર જોઇ ગયા છીએ. ગુજરાતમાં થોડા વર્ષ રહ્યા પછીનું એક ચિત્ર જોઇએ.

વડતાલના લક્ષ્મીનારાયણના મંદિરમાં સુંદર ઢોલીયા પર બિરાજેલા એવા એઓ કથા કરે છે. એમનું શરીર ભરાઉ છે, એમની ઉંચાઇથી પણ બધાથી એઓ જુદા પડી આવે છે. એમનું શરીર પડછંદ ને આકર્ષક છે. ગૌર કહી શકાય તેવો એમના શરીરનો વર્ણ છે. એમણે રેશમી સુરવાલ પહેર્યો છે, રૂની સુશોભિત ડગલી પહેરી છે. જરિયાન કિનારનો ફેંટો માથે બાંધ્યો છે. ગળે ગુલાબ મોગરા આદિ મઘમઘતા પુષ્પનો હાર પહેર્યો છે, એમના ફેંટામાં ગુલાબ

પિતાના અવસાન પછી બીજે જ મહિને નિત્યસ્નાન મિષે ઘનશ્યામે ગૃહત્યાગ કર્યો.

સંવત્ ૧૮૪૯ ની અષાઢ મહિનાની દશમે ભર-ચોમાસામાં ઘર છોડ્યું તે વખતનું એમનું વર્ણન જુઓ. "તેઓ કૌપીનને ધારી રહ્યા છે, ને મૃગચર્મ ધાર્યું છે, ને પલાશનો દંડ ધાર્યો છે, ને શ્વેત એવું જે યજ્ઞોપવીત તે ધાર્યું છે, ને કંઠને વિષે તુળશીની બેવડી માળા ધારી છે. ને ચાંદલે સહિત જે ઉર્ધ્વપુંડ્રતિલક તેનું ચિન્હ ધાર્યું છે ને મસ્તકપર જટાને ધરી રહ્યા છે. કેડને વિષે મુંજની મેખલા ધારણ કરી છે; ને હાથને વિષે કમંડળુ, ભિક્ષાપાત્ર ને જળગળણું એટલાં વાનાંને ધારી રહ્યા છે." અગિયાર વર્ષના બાળકને આવા વેષમાં જોઇને કોઇને પણ એની તરફ આકર્ષણ થાય જ. આમ ધ્રુવની જેમ નાનપણમાં ઘર છોડી મુક્તનાથ આવી સૂર્યનારાયણને તપથી પ્રસન્ન કરી એમણે હિમાલયની તળેટીમાં દક્ષિણ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં એમને ગોપાળ નામના યોગી મળ્યા, તેમની પાસે એ વર્ષ દિવસ રહીને યોગ શીખ્યા. ત્યાંથી એઓ બંગાળામાં ગયા. ત્યાં એમણે મંત્ર, તંત્ર, ભૂતનો વ્હેમ એ બધું કાઢવા માટે અનતોડ પ્રયત્ન કર્યા. તેથી એમને સહન પણ ઘણું કરવું પડ્યું, પણ એમણે સફળતા મેળવી ત્યારે જ જંપ્યા. ત્યાંથી એ ગયા જગન્નાથ પુરી; ત્યાંથી આદિકૂર્મ, માનસપુર, વેંકટાદ્રિ, શિવકાંચી, વિષ્ણુકાંચી વગેરે દક્ષિણના તીર્થોમાં ફરતા ફરતા એ પહોંચ્યા સેતુબંધ રામેશ્વર, એટલે લંકાના કિનારા સુધી.

ત્યાંથી પાછા ઉત્તર તરફ વળ્યા ને પંઢરપુર, નાશક, વગેરે સ્થળોએ ફરતા ફરતા સંવત્ ૧૮૫૬ ના શ્રાવણ મહિનાની વદ ૬ એ કાઠીઆવાડના લોજ ગામમાં આવી પહોંચ્યા. આ પ્રવાસમાં એમણે સાત વર્ષ ગાળેલાં. આ સાત વર્ષ દરમ્યાન કેટલીકવાર તો ચાર ચાર, પાંચ પાંચ દિવસ સુધી એમને અન્ન ન મળતું પણ એની એમને પરવા ન્હોતી. એઓ એ વિષે કહે છે કે " અને જ્યારે અમે ઘર થકી નીસર્યા ત્યારે તો વસ્ત્ર રાખવું પણ ગમતું નહિ. અને વનમાં જ રહેવું ગમતુ, અને બીક તો લેશમાત્ર લાગતી જ નહિ. વનને વિષે મોટા મોટા સર્પ, સિંહ, હાથી ઇત્યાદિક દીઠામાં આવ્યા પણ કોઈ પ્રકારે હૈયામાં મરવાની તો બીક લાગતી જ નહિ. એવી રીતે મહાવનને વિષે સદા નિર્ભય રહેતા, "

આ પછી એમણે ગુજરાતમા આવી જે કાર્ય કર્યું તે વિષે તો આપણે આગળ પર જોઈ ગયા છીએ. ગુજરાતમાં થોડા વર્ષ રહ્યા પછીનું એક ચિત્ર જોઈએ.

વડતાલના લક્ષ્મીનારાયણના મંદિરમાં સુંદર ઢોલીયા પર બિરાજેલા એવા એઓ કથા કરે છે. એમનું શરીર ભરાઉ છે, એમની ઉંચાઇથી પણ બધાથી એઓ જુદા પડી આવે છે. એમનું શરીર પડછંદ ને આકર્ષક છે. ગૌર કહી શકાય તેવો એમના શરીરનો વર્ણ છે. એમણે રેશમી સુરવાલ પહેર્યો છે, રૂની સુશોભિત ડગલી પહેરી છે, જરિયાન કિનારનો ફેંટો માથે બાંધ્યો છે. ગળે ગુલાબ મોગરા આદિ મધમધતા પુષ્પનો હાર પહેર્યો છે, એમના ફેંટામાં ગુલાબ

આદિ ફૂલો ખોસ્યાં છે. તેથી આખું વાતાવરણ સુગંધી બન્યું છે. એક પછી એક ભક્તો એમને પ્રશ્નો પૂછતા જાય છે અને બધાને સંતોષ થાય એવા જવાબો એ આપતા જાય છે. ત્યાં કીર્તન શરૂ થાય છે ને સ્વામીજી ગાવા લાગે છે. સેંકડો માણસો એકધ્યાને સાંભળે છે. આમ ગમે તે પ્રથમ વેળા એમને જોતાં જ અંજાઈ જાય એવા એ છે. એમની વાણીથી તો ગમે તેવો મુગ્ધ જ બનવાનો. આ દૃશ્ય તીવ્ર વૈરાગ્યથી ઘરબાર છોડીને નીકળેલા બાળકે ગુજરાતમાં આવીને શું શું કર્યું તે દર્શાવે છે. અને તે કોઈપણ મદદ વિના એકલે હાથે જ. એમની લોકપ્રિયતા જોવી હોય તો જુઓ આ વડોદરાનું દૃશ્ય "વડોદરાના ગાયકવાડ સરકાર મહારાજા સયાજીરાવ બીજાએ શ્રી. સહજાનંદજીને ખાસ આમંત્રણ આપી વડોદરા બોલાવ્યા છે. એમને વધાવવાને ઘેર ઘેર આસોપાલવનાં તોરણ બંધાયાં છે. એમને આવકાર આપવા ગાયકવાડ સરકાર જાતે આવ્યા છે. એમની સ્વારી માટે રાજ્યનો ખાસ હાથી અંબાડી સાથે આણ્યો છે. એમને માથે ધરવા સુવર્ણના હાથાવાળું રેશમી છત્ર છે. ત્યાં સ્વામિનારાયણ પધારે છે, ને પ્રથમ જ આગળ ઉભેલા ગાયકવાડ સરકાર એમને સાષ્ટાંગ પ્રણામ કરે છે, ને એમની હાથી પર સ્વારી નીકળે છે. માથાપર સુવર્ણનું છત્ર છે રસ્તામાંથી ઠેર ઠેર પુષ્પવૃષ્ટિ થાય છે. લોકોની ઠઠ એમની જય બોલાવે છે. અને આખી નગરી ઉત્સવઘેલી બની છે."

જૂનાગઢમાં પણ એમની આવી જ સ્વારી નીકળેલી.

એમની કીર્તિ સાંભળીને, અંગ્રેજો પણ એમને મળવા આતુર હતા. નડીઆદમાં ખ્રીસ્તી પાદરી બિશપ હેબર કરીને હતો, તેણે સ્વામીજીને અનેકવાર આમંત્રણ આપ્યું ને એની અને સ્વામીજીની મુલાકાત થઇ. અને એણે પોતાના ખ્રીસ્તી અનુયાયીઓ અને સ્વામીજીના અનુયાયીઓ વચ્ચેનો ફરક જોયો ને એણે કબુલ કર્યું કે "મારો રસાલો પૈસા માટે મારી સાથે ફરતો હતો, જ્યારે સહજાનંદ સ્વામીનો રસાલો પોતાને ખર્ચે અતિ પ્રેમથી પોતાના પ્રાણ પણ ગુરુચરણે અર્પવા તૈયાર થઇ એમની સાથે રહેતો હતો." આ પછી મુંબઇના ગવર્નર સર જોન માલ્કમે એમની કીર્તિ ખૂબ સાંભળેલી. એ રાજકોટ આવ્યા ત્યારે રાજકોટથી ખાસ નિમંત્રણ મોકલી સ્વામીજીને તેડાવ્યા. પણ તે વખતે સ્વામીજીની તબિયત સારી નહોતી. એટલે એમની જવાની મરજી નહોતી, પણ ગવર્નરે ખૂબ આજીજીપૂર્વક એમને પાછું કહેણ મોકલ્યું એટલે સ્વામીજી ગયા. ગવર્નરે એમની જોડે બે કલાક વાતચીત કરી, અને મુલાકાત પૂરી થતાં ખૂબ આદરપૂર્વક સ્વામીજીને હારતોરા પહેરાવ્યા. આ બનાવો સ્વામીજીએ ગુજરાત અને કાઠીઆવાડને કેવું કબજે કરી લીધું હતું તે બતાવે છે. સાધારણ રીતે કોઇને પણ વિચાર આવે કે સ્વામીજીના એવા ક્યા મહાન ગુણ હતા કે જેને લઇને એમણે આટલી પ્રતિષ્ઠા મેળવી તો એનો ઉત્તર આપવા પ્રયત્ન કરીએ.

પ્રથમ તો આટઆટલું માન મળવા છતાં એઓ તદ્દન નિસ્પૃહી હતા. માન મળે કે હડહડતું અપમાન થાય એમને

મન એ બધું સરખું જ હતું. એઓ કહે છે કે " ભગવાન આપણને હાથીએ બેસાડે તો હાથી બેસી રાજી રહેવું અને ગધેડે બેસાડે તો ગધેડે બેસીને રાજી રહેવું. " જેટલું એઓ સુખને આવકારતા તેટલું જ દુઃખને પણ આવકારતા કારણ કે એઓ માનતા કે ઇશ્વર જ સર્વના કર્તાહર્તા છે, એટલે એમને ઠીક લાગે તેમાં માનવીએ પણ રાજી રહેવું. એમણે કહેલું

" ભગવાન છે તે જ આ દેહના પ્રવર્તાવનારા છે. એને ગમે તો આ દેહને હાથીએ બેસારો કે ગમે તો કેદખાનામાં નાખો, કે ગમે તો આ દેહમાં કોઇ મોટો રોગ પ્રેરો પણ કોઇ દિવસ ભગવાન આગળ એવી પ્રાર્થના કરવી નથી જે આ મારૂં દુઃખ છે તેને ટાળો " ને એવા દુઃખદ પ્રસંગોનો પણ એમને અનુભવ થયેલો ત્યારે પણ એમણે જે પ્રમાણે બોલ્યા તે પ્રમાણેનું જ વર્તન રાખેલું. આણંદમાં એકવાર એમનું સ્વાગત ઈંટ પથરા ને છાણાંથી થયેલું. ૧૮૬૯ ના દુકાળ વખતે એમને પકડવા પેશ્વાના માણસો ચારે પાસ ફરતા હતા, પણ એવે પ્રસંગેયે હાથીની સ્વારી વખતે જેવો આનંદ રાખતા તેવો જ આનંદ એ રાખતા.

બીજું નિયમપાલનમાં અને ચારિત્ર્ય વિષે એ બહુ કડક હતા. પોતાના શિષ્યો અને અનુયાયીઓ પાસે નિયમોનું પાલન બહુ સખ્તાઈથી એઓ કરાવતા. તે એટલે સુધી કે આચાર્ય થયા પછી પોતે રાત્રે બે વાગે ઊઠે ને બધા સાધુઓને ઊઠાડી ધ્યાન કરવા બેસાડતા ને કોઇને ઝોકું આવે તો તડાક લઇને સોટી મારતા. એમની આવી કડક વર્તણુકથી

મુક્તાનંદસ્વામીને પણ શરૂઆતમાં એમજ લાગેલું કે આમની જોડે રહેવાશે નહિ. પોતાની આ જાતની સખ્તાઇથી પોતે અજાણ ન્હોતા. એને વિષે એઓ પોતે જ કહે છે કે " જો કોઇક, ભગવાનના ભક્તને ક્રૂર દ્રષ્ટિએ કરીને જોતો હોય અને તે પોતાનો સગોવહાલો હોય તો પણ જાણીયે જે તેની આંખ ફોડી નાખીયે અને હાથે કરીને જો ભગવાનના ભક્તને દુઃખવે તો હાથ કાપી નાખીયે. " એઓ એમ માનતા કે આવી કડકાઇ જરૂરી છે. દુર્વાસામુનિના ક્રોધને વખાણતાં એઓ કહે છે કે " દુર્વાસાદિકમાં જે તમોગુણ આદિગુણ વર્તે છે તે તો પોતાને એ ગુણ રાખવા છે માટે રહ્યા છે. અને તે એમ જાણે છે જે કોઇક અવળો ચાલતો હોય તેને શિક્ષા કર્યા સારૂ આપણે તમોગુણ છે તે બહુ રૂડા છે, એમ ગુણ જાણીને રાખ્યો છે. " આમ એમણે જે દુર્વાસાને માટે કહ્યું, છે તે એમને માટે પણ એટલું જ સાચું છે. બાકી સાધુઓ પ્રત્યે જેટલી કડકાઇ રાખતા તેટલા જ પ્રેમથી એમની જોડે વર્તતા. એમની જોડે એ ક્યારેક જળક્રીડા કરતા, ક્યારેક પ્રેમથી એમને જમાડતા. એકબાજુ એઓ સોટી મારીને સાધુઓને જાગરણ કરાવે ને બીજી બાજુ સાધુઓને પોતે જાતે રાંધીને જમાડે પણ ખરા. ક્યારેક ભાવિક ભક્તોને ત્યાં જઇને જે હોય તે માગીને ખાતા. એવા એ પ્રેમાળ હતા. એથી જ એમની લોકપ્રિયતા વધી હતી. એઓ બનતાં સુધી કોઇને દુભવતા નહિ, કારણ કે એ માનતા કે પ્રત્યેક મનુષ્યના અંતરમાં ઇશ્વર રહેલો છે અને જો આપણે એ માણસનું અપમાન કરીએ કે એને દુઃખી કરીએ તો

એ દુઃખ આપણે માનવીના હૃદયમાં રહેલા પરમાત્માને દઈએ છીએ. આથી એ કોઈ માનવી પર ગુસ્સે થતા કે એની જોડે કડકાઈથી વર્તતા તો તે મનુષ્યના રૂડાને સારુ જ વર્તતા. એમાં એમનો અંગત સ્વાર્થ તો કંઈ હતો જ નહિ. આ વસ્તુ લોકો સમજતા પણ ખરા. કારણ કે સ્વામીજીને લોકસેવા સારુ પોતાની જાત ખર્ચી નાખતા એઓ નજરે જોતા. આમ બહારની ગમે એટલી સખ્તાઈ હોય તોપણ એમનું હૃદય અત્યંત મૃદુ હતું. માંકડ, જૂઅને કીડીને મારવામાં પણ પાપ છે એમ લોકોને ઉપદેશ આપનાર વ્યક્તિના હૃદયમાં કોમળતા નથી એમ તો કેમ કહેવાય? એમનામાં કેવી કોમળતા હતી તે દર્શાવવા એમણે એમના જીવનમાંથી જ આપેલું એક દૃષ્ટાન્ત બસ થશે. "પૂર્વ દેશમાં એક સમે હું નાગડા વેરાગીની જમાત ભેગો હતો. ત્યારે મને સર્વ વેરાગીએ કહ્યું જે તાંદળજાની લીલી ભાજી તોડો; ત્યારે મેં કહ્યું જે એમાં તો જીવ છે તે અમે નહિ તોડીયે. પછી તો એક જણે તરવાર ઉઘાડી કરી ડારો કર્યો તોપણ અમે લીલી ભાજી ન તોડી."

પોતે ઘણા દયાળુ હતા તેમજ ભક્તવત્સલ હતા. મોટા મોટા કારીગર એમને માટે જરિયાન પોશાક કરી લાવતા, રૂની ભરેલી રેશમી ડગલી સીવી લાવતા, પણ તે બે ત્રણ વખત પહેરીને જ કાઢી નાખતા, જ્યારે એક ડોસીએ ખેતરમા ઊડી ગયેલું રૂ ભેગું કરી, કાંતી, હાથ પનાનો એક દોઢ હાથ લાંબો કટકો વણી આપ્યો તે એમણે છ મહિના સુધી પહેરી રાખ્યો. પોતાના અનુયાયીઓને વિરોધીઓએ જે સોટીનો માર

મારેલો, તેના સોળ પડેલા જોઈને, સહન કરવાનો ઉપદેશ આપનારા તથા સુખદુઃખને સમાન ગણનારા, છતાં લાગણી-પ્રધાન સહજાનંદજીની આંખમાં આંસુ આવ્યાં હતાં. આમ એઓ જાતે ગમે તેવું દુઃખ સહન કરી શકતા, પણ બીજાનું દુઃખ એમનાથી જોઈ શકાતું નહિ. તેથી તો રામાનંદસ્વામીએ એમને વચન માગવાનું કહ્યું ત્યારે એમણે માગેલું કે " તમારા ભક્તને એક વીંછીનું દુઃખ થવાનું હોય તેને બદલે એ દુઃખ મને રૂંવાડે રૂંવાડે ભલે થાઓ. અને બીજું, મને ભલે અન્ન-વસ્ત્ર ન મળે પણ તમારો કોઈ ભક્ત અન્નવસ્ત્રે દુઃખી ન થાઓ. આ બન્ને માગણીઓ એમની દયાળુતા, તથા અન્યના દુઃખ પ્રત્યેની એમની લાગણીવશતા સૂચવે છે. પારકાનું દુઃખ ન જોઈ શકવાને લીધે જ એમણે મંદિરોમાં સદાવ્રત ચલાવ્યાં, જેમની પાસે વસ્ત્રો ન હોય તેમને વસ્ત્રોનું દાન કર્યું અને પૈસાદારો તથા રાજ્દરબારી માણસો જોડે એમને ફાવતું ન હોવા છતાં, એ લોકોની મદદ ગરીબો અંગેનાં ધર્મકાર્યો માટે સ્વીકારતા. આથી મંદિરો માટે એ જમીનનું દાન લેતા, પૈસાદારો પાસે સદાવ્રત ખોલાવતા ને વસ્ત્રનું દાન કરાવતા, યજ્ઞયાગો કરી ભૂખ્યાંને જમાડતા. ભૂખ્યાને જમાડવાની, અં ગરીબને જેટલી બને તેટલી મદદ કરવાની એમણે એમના બધા અનુયાયીઓને એમની શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે. એ ખરેખર ગરીબોના બેલી હતા. એ ધનિકો પાસે પૈસા લેતા ને એ પૈસા ગરીબોને માટે ખર્ચતા.

શ્રી. સહજાનંદજીનો બીજો ગુણ એ હતો કે એઓ

માણસને બરાબર પારખી શકતા, માણસને જોતાં વેંત જ એ માણસને એઓ બરાબર ઓળખી કાઢતા. અનેક જાતના અનુભવોએ એ એવા ઘડાઈ ગયેલા કે, માણસને એકવાર પારખ્યા છતાં જ્યાં સુધી એની આકરી કસોટી ન કરે ત્યાં સુધી એની પર શ્રદ્ધા રાખતા નહિ. એમની મનુષ્યની પરખ કેવી હતી તેનું એક સરસ દૃષ્ટાન્ત મળે છે.

દાદાખાચર અને એનો પિતરાઇ ભાઇ બન્ને સ્વામિનારાયણના શિષ્ય હતા. દાદાખાચર પર સ્વામિનારાયણની પ્રીતિ વધારે કારણ કે એ પરમભક્ત અને માહાત્મ્યજ્ઞાને સહિત નિશ્ચયવાળા હતા. જીવાખાચરને, સ્વામિનારાયણ દાદાખાચર પર વિશેષ પ્રેમ રાખે તે ગમતું નહિ. અને એ ઘણીવાર સ્વામિનારાયણને કહેતા પણ ખરા કે "તમે આવા મહાપુરુષ થઇને પક્ષપાત કરો એ ઠીક નથી કરતો." આથી બન્ને વચ્ચે કેટલો ફરક છે તે એક દિવસ સ્વામીએ બતાવ્યું. ચોમાસાનો દિવસ હતો. સહજાનંદસ્વામી નદીએ નહાવા જતા હતા. જીવા ખાચર સાથે હતા. નદી પર એક સાધુ ચૂલો સળગાવી રાંધતો હતો. ઉપરથી વરસાદના છાંટા એવા પડતા હતા કે એનો ચૂલો હોલવાઇ જતો હતો, એટલે ચૂલો ફૂંકી ફૂંકીને પેલા સાધુની આંખો લાલ થઇ ગઇ હતી. સહજાનંદ સ્વામીથી પેલા સાધુનું દુઃખ ન જોવાયું, એટલે એમણે જીવા ખાચરને કહ્યું "જુઓને ! આ સાધુઓને કેટલો ત્રાસ થાય છે ! માટે એક ધર્મશાળા ગામમાં બંધાવી હોય તો ઠીક." જીવા ખાચરે કહ્યું "એવા તો ઘણાય બાવા ભટકે

છે !" સ્વામીજીએ કશો ઉત્તર ન આપ્યો. એ નાહીને દાદા ખાચરના દરબારમાં પધાર્યા, ને દાદા ખાચરને પાછી એજ વાત કરી. દાદા ખાચરે કહ્યું "ભલે મહારાજ આજથી મારૂં ઘર વૈરાગીઓને ઉતરવા માટે આપી દો." સ્વામિનારાયણે કહ્યું "તમારૂં ઘર જ આપી દેશો તો તમે ક્યાં રહેશો ?" દાદા ખાચરે જવાબ આપ્યો "હું સાધુઓ ભેગો રહીશ ને બીઓ ત્યાગી બાઇઓ સાથે રહેશે." જીવા ખાચર તે વખતે ત્યાં હાજર હતા એટલે તરત જ એની તરફ જોઇ સ્વામીજી બોલ્યા "જોયું તમે કેવો ઉત્તર આપ્યો ને દાદા ખાચરે કેવો ઉત્તર આપ્યો તે ? આ હેતને લીધે જ અમે એમને ત્યાં ટકયા છીએ.'

શ્રી. સહજાનંદસ્વામીનો ત્રીજો મહત્ત્વનો ગુણ તે આત્મવિશ્વાસનો હતો. એમની પોતાની શક્તિમાં એમને પૂરેપૂરી શ્રદ્ધા હતી. એઓ કહે છે "અમને તો જે પદાર્થમાં હેત જણાય તો તેનો ત્યાગ કરીએ ત્યારે સુખ થાય; અને ભગવાનના ભક્ત વિના જે. મનુષ્ય માત્ર અથવા પદાર્થ માત્ર તેની જો મનમાં સ્મૃતિ થઇ હોય તો તેથી અતિશય છેટું કરીએ ત્યારે સુખ થાય. અમારા હૈયામાં ભગવાન કે ભગવાનના ભક્ત વિના બીજે ક્યાંય હેત જણાશે તો એમ માનીશું જે અમારી સ્થિતિમાંથી ડગ્યા, પણ અમને એવો વિશ્વાસ છે જે અમે એ સ્થિતિમાંથી ડગીએ જ નહિ." આનું એક દૃષ્ટાન્ત લઈએ. સહજાનંદજીને ઘોડી ફેરવવાનો ખૂબ શોખ, ને સારી ઘોડી મળી હોય તો એની પર સ્વારી કરવામાં એમને ખૂબ

આનંદ આવતો. એકવાર એમના કાઠી ભક્તે સુંદર કાઠીઆવાડી ઘોડી એમને અર્પણ કરી. સહજાનંદજી એ ઘોડીને સવાર સાંજ ફેરવતા. ત્યાં એકવાર એમણે રસ્તામાં ઘોડીનાં ખૂબ વખાણ સાંભળ્યાં. એમને લાગ્યું કે આ તો ઘોડીની માયા લાગી જશે, એટલે તરત જ એમણે એ ઘોડી એક બ્રાહ્મણને દાનમાં આપી દીધી. આમ એઓ જે બોલતા તે જ પ્રમાણે આચરણ રાખતા. કેટલીકવાર એમને સારા ઢોલીયા પર જોઈને, સારાં ફૂલો તથા જરિયાન વસ્ત્રોથી શણગારાયલા જોઈને, બીજા કોઈને પણ તેમ કરવાનું મન સ્વાભાવિક રીતે થાય પણ બીજાનામાં એમના જેટલી ત્યાગ ભાવના ન હોય, તો એ અનુકરણ કરવા જતાં નીચે જ પડવાનો. આથી પોતાનો કોઈ ખોટો દાખલો ન લે તેની એમણે ચોખવટ કરી છે કે “અમે જે કોઈને હેત કરીને બોલાવીએ છીએ તો તે જીવના રૂડાને સારૂ બોલાવીએ છીએ. અથવા હેતે કરીને કોઈના સ્હામું જોઈએ છીએ અથવા કોઈ સારાં ભોજન કરાવે તેને જમીયે છીએ અથવા કોઈ ઢોલીયો બિછાવી દે તે પર બેસીએ છીએ અથવા કોઈ વસ્ત્ર આભૂષણ પુષ્પના હાર ઇત્યાદિક જે જે પદાર્થ લાવે છે તે અંગીકાર કરીએ છીએ તો તે જીવના રૂડાને વાસ્તે કરીએ છીએ. અમારા સુખને વાસ્તે કરતા નથી. ને જો અમારાં સુખને વાસ્તે કરતા હોઈએ તો અમને શ્રી. રામાનંદ સ્વામીના સમ છે. માટે એવું વિચારીને કોઈ અમારો વાદ કરશોમાં.”

શ્રી સહજાનંદજી વસ્તીમાં રહેતા. એમની આજુબાજુ હમેશાં લોકોની ભીડ રહેતી, છતાં એમના મનથી તો એમને

એકાંત ગમતું, ને એમનું મન તો વસ્તીથી દૂર જ રહેતું. એ રીતે અંતરથી તો એ સદાય વિરાગી જ હતા. એઓ એમના બાળપણ વિષે કહે છે કે એ સમયમાં એમને વનમાં જ રહેવું ગમતું. કાઠીઆવાડમાં આવ્યા પછી પણ એમના મનની સ્થિતિ આલેખતાં એઓ કહે છે "જ્યારે અમને રામાનંદસ્વામીનું દર્શન નહોતું થયું ત્યારે મુક્તાનંદસ્વામી સંગાથે અમે ઠરાવ કરી રાખ્યો હતો જે અને રામાનંદસ્વામીનું દર્શન કરાવો તો આપણે બે જણ વનમાં જઇ, ભગવાનનું અખંડ ધ્યાન કર્યા કરીશું ને કોઇ દિવસ વસ્તીમાં તો આવશું જ નહિ" જો કે પછી તો એ આચાર્ય બન્યા, ને નવા જ સંજોગો ઉપસ્થિત થયા, ને વસ્તીમાં જ કામ કરવાનું હોવાથી એમનાથી વનમાં જઇ શકાયું નહિ છતાં એ જુની ભાવના ક્યારેક ક્યારેક એમના હૃદયમાં પ્રબળ રીતે જાગૃત થઇ આવતી. અમદાવાદમાં એમણે નરનારાયણના મંદિરની પ્રતિષ્ઠા કરી તે વખતે એમનામાં આવી જ ભાવના જાગી ઊઠી, તે વખતની પોતાની સ્થિતિ એમણે વર્ણવી છે કે "અમે અમદાવાદમાં શ્રી નરનારાયણદેવની પ્રતિષ્ઠા કરવા ગયા હતા, ત્યારે હજારો માણસોનો મેળો ભરાયો હતો. ને જ્યારે શ્રી નરનારાયણદેવની પ્રતિષ્ઠા થઇ રહી અને અમદાવાદના બ્રાહ્મણો ચોરાશી જમી રહ્યા પછી અમે સાબદા થઇને ચાલી નીસર્યા તે જેતલપુરમાં જઇને રાત રહ્યા; પછી ત્યાં જઇને એવો વિચાર કરવા માંડયો જે જેટલા માણસો દેખ્યા છે ને જેટલી પ્રવૃત્તિ દેખી છે તેને ટાળી

નાખવી. પછી તેને વિસાર્યાને અર્થે હૈયામાં અતિશે દુઃખ થયું. તેણે કરીને શરીરે પણ માંદા થઇ ગયા. પછી ત્યાં થકી ધોળકે જઇને રાત રહ્યા ને ધોળકાના ચાલ્યા એના એ વિચારમાં ગામ કોઠય પાસે ગણેશધોળકાની રાણ્યોમાં જઇ રાત રહ્યા, ને એવો વિચાર કરવા માંડયો જે દેહની સ્મૃતિ ન રહી. ને વિચારતાં વિચારતાં સર્વે પ્રવૃત્તિઓને વિસારી મેલી ને જેવા અમે કાંકરીયે તળાવ ( અમદાવાદ ) ઉતર્યા નહોતા, ને મેળો પણ ભરાયો નહોતો ને ત્યારે કોઇ પણ જાતનો ઘાટ નહોતો તેવી રીતે સર્વ ઘાટ ટાળી નાખ્યા. પછી તો અમારે આ લોકના પદાર્થની અત્યંત વિસ્મૃતિ થઇ ને સર્વ સંકલ્પ ટળી ગયા એટલે સંકલ્પનો મંદવાડ હતો તે પણ ટળી ગયો." આ પરથી એમની વૈરાગ્યવૃત્તિ કેટલી પ્રબળ હતીતેનો ખ્યાલ આવશે.

શ્રી સહજાનંદજીનો ચોથો મહાનગુણ એમનામાં વ્યવહારૂ દૃષ્ટિ હતી, તે હતો. આગળ આપણે જોયું તેમ એ વૈરાગ્યપ્રિય હોવા છતાં વ્યવહારના અટપટા પ્રશ્નો સમજી શકતા, અને પોતે સંસારી ન હોવા છતાં સંસારની મુશ્કેલીઓનું એમને પૂરેપૂરૂં ભાન હતું. તેથી જ એમના નિયમો કડક હોવા છતાં એ નિયમના ભંગ કરનારાઓ માટે એમણે પ્રાયશ્ચિત્તો રાખ્યાં. અને તે પ્રાયશ્ચિત્તો પણ હળવાં રાખ્યાં. એમણે એમના અનુયાયીઓને પરસ્ત્રીનો સ્પર્શ કરવાની મનાઇ કરી પણ સાથે સાથે એમણે એ પણ નિયમ કર્યો કે, જ્યારે સ્રીનું પ્રાણ રક્ષણ કરવાનું હોય, અથવા સ્રીના ધર્મનું

રક્ષણ કરવાનું હોય ત્યારે સ્ત્રીનો સ્પર્શ કરીને પણ એને બચાવવી. આમ નિયમ ઘડતી વખતે પણ આવા આવા પ્રસંગોનો વિચાર કરી રાખવાની દીર્ઘદૃષ્ટિ એમની હતી.

છેવટે સંતોમાં જે જાતની મસ્તી હોય છે તે જાતની મસ્તી સહજાનંદજીમાં પણ હતી. બધા સંતોની જેમ એ પણ ઇશ્વર પાછળ ગાંડા થઇ ગયા હતા. પોતાનો ઇશ્વરકીર્તન કરાવતી વખતનો અનુભવ જણાવતાં એમણે કહ્યું હતું કે "અમે જ્યારે ભગવાનના કથાકીર્તન કરતા હોઇએ ત્યારે તો એવી મસ્તાઇ આવે છે જે જાણે દીવાના થઇ જવાશે. અને જેટલો વિવેક રહે છે તે તો કોઇ ભક્તજનના સમાસને અર્થે રહે છે. પણ મનમાં તો એવી ને એવી જ ખુમારી રહે છે "

પોતાનું જીવનકાર્ય પરિસમાપ્ત થતાં પોતે આ લોકમાથી અંતર્ધાન થતા પહેલા શરીરે માંદગી ધારણ કરી હતી. એમની માંદગીના સમાચાર સાભળી લોકોના ટોળેટોળાં ઉભરાવા લાગ્યા એ એમને પસંદ ન પડ્યું, એટલે એમની તબિયતમા સુધારો નહોતો છતાં લોકોને દૂર કરવા એમણે પોતે સાજા હોવાનો દેખાવ કર્યો,' અને સાજા થયા એની ખુશાલીમાં દાદાખાચર પાસે સાકર વહેંચાવી બધા લોકો ભોળવાઇ ગયા અને રાજી થઇ થઇને પોતાને સ્થાને ગયા. એમણે પોતાના આત્મીય બ્રહ્માનંદને પણ પાસે રાખ્યા નહિ બધાં ગયા પછી એ પદ્માસનવાળી બેઠા. અને હસતી રમતી એ શ્રી હરિની મૂર્તિ સ પોતાના દિવ્ય ધામમાં ચાલી ગઇ એમના અક્ષરનિવાસથી સમસ્ત ગુજરાત કાઠિ-

ચાવાડ, કચ્છ વગેરેમાં મોટું આક્રંદ ફરી વળ્યું. તે દિવસે સંવત ૧૮૮૬ જેઠ સુદ ૧૦ સન ૧૮૩૦ ના જુન માસની ૨૮ મી તારીખ હતી.

આમ વ્યક્તિ તરીકે જોતાં પ્રથમ દૃષ્ટિએ એમનામાં અનેક વિરોધી ગુણો લાગે. સુંદર વસ્ત્રો, ફૂલો વગેરે કલામય વસ્તુનો શોખ અને તેની સાથે નિસ્પૃહતા તથા ઉદાસીનતા, મૃદુતા અને કઠોરતા, દયા અને પ્રેમ તો બીજી બાજુ સખ્તાઇ. એ સર્વે એક જ વસ્તુ દર્શાવે છે કે એમને દેહનો મોહ નહોતો, સુખદુઃખ એમને મન સમાન હતાં. આ જગતની કોઇ પણ વસ્તુ તરફ એને એમને પ્રેમ હતો જ નહિ. એ સંસારમાં રહેવા છતાં વિરાગી હતા. અને તેથી જ એમનામાં કોઇને વિરોધ જેવું લાગતું.

છેવટે ગુજરાત સહજાનંદજીને યાદ કરશે તે, સંત તરીકે નહિ, ધર્માચાર્ય તરીકે નહિ, સાહિત્યપ્રેરક તરીકે પણ નહિ પણ, લોકસેવક તરીકે. એમણે જનતામાંથી, માંસ, દારૂ, વ્યભિચાર, અસત્ય અને ચોરી એ પાંચ મુખ્ય બદીઓ દૂર કરી તેને માટે. એમણે ગુજરાતનાં પશુ જેવાં માણસોને માણસો બનાવ્યાં એટલું જ નહિ પણ સારાં માણસો બનાવ્યાં તેટલા માટે. સહજાનંદસ્વામી ન હોત, તો ગુજરાતને આપણે 'ગરવી' કહીએ એવું એ ન હોત, ગુજરાતમાં જે સદાચાર છે તેને સ્થાને એ જોવા ન ગમે એવું ગંદુ હોત. આજે જે ગુજરાતનું નામ સાંભળી આપણું હૈયું ઉછળે છે તેને બદલે સહજાનંદસ્વામી ન હોત,

તો ગુજરાતનું નામ સાંભળતાં આપણને શરમના માર્યા નીચું જોવું પડત. એટલે આજે ગુજરાતમાં જે સદાચાર છે, અહિંસા છે, ગુજરાત ગુણવતું છે, તેમાં સહજાનંદજીનો ફાળો જેવો તેવો ન કહેવાય. ગુજરાતને અધમ દશામાંથી ઉગારનાર અને અણીને વખતે આવીને ગુજરાતનો ઉદ્ધાર કરનાર અધમોદ્ધારક અને પતિતપાવન સહજાનંદજીને દરેક ગુજરાતીનાં વન્દન છે. ગુજરાતનું તેજ ઝાંખુ ન પડવા દેનાર જ્યોતિર્ધર તરીકે શ્રી. મુનશી જેને ઓળખાવે છે એવા ગુજરાતના મહાપુરુષોમાં સહજાનંદજીનું સ્થાન પહેલી હરોળમાં જ છે. એવા એ 'અધમોદ્ધારક' અને 'પતિતપાવન'નું જીવન આપણને પણ લોકસેવા કરવાની પ્રેરણા આપે, તો જ એમનું જીવન વાંચેલું સાર્થક થાય.



# શ્રી સયાજી બાલજ્ઞાનમાળા



## ઐતિહાસિક જીવન ચરિત્રો

૩૭ (૧૬૨) ચંદ્રગુપ્ત ( મૌર્ય ) ગિ. વા. આચાર્ય બી. એ. (૧૯૪૦) ૦-૫-૦
૩૮ (૧૬૩) मल्हारराव होळकर. के मं. रागणेकर बा. म. [ मराठी ] ( १९४० ) ०-६-०
૩૯ (૧૬૪) मलिक-अंबर. वि. स. वाकसकर [ मराठी ] ( १९४१ ) ०-६-०
૪૦ (૧૬૭) રામાનુજાચાર્ય. ડૉ. પ્ર. મો. મોદી એમ. એ., પિ. એચ. ડી. ૦-૮-૦
૪૧ (૧૭૧) ગુરુ નાનક. શ્રી. યો. જ. ત્રિપાઠી (૧૯૪૨) એમ. એ., બી. ટી. ૦-૮-૦
૪૨ (૧૭૩) ગુરુ ગોવિંદસિંહ. શ્રી. ર. ન. વહોરા.(૧૯૪૨) ૦-૮-૦
૪૩ (૧૭૪) વીર પનરાજ. શ્રી ધૂમકેતુ, અમદાવાદ(૧૯૪૨) ૦-૬-૦
૪૪ (૧૭૭) સંત કબીર. શ્રી. કિશનસિંહ ચાવડા (૧૯૪૩) ૦-૬-૦
૪૫ (૧૭૮) વીર કુમારપાળ. શ્રી. મૂળજીભાઈ પી. શાહ ( ૧૯૪૩ ) ૦-૮-૦
૪૬ (૧૮૪) તુલસીદાસ. શ્રી. રમણલાલ ના. શાહ ( ૧૯૪૪ ) ૦-૮-૦
૪૭ (૧૮૬) શ્રી સમર્થ રામદાસ. શ્રી. રમણલાલ સોની ૦-૬-૦ ( ૧૯૪૬ )
૪૮ (૧૮૮) અધમોદ્ધારક શાહજાનંદજી. ચન્દ્રકાન્ત મહેતા ૦-૮-૦